

નિરંજન ભગત

વરસાદ

ઝરમર-ઝરમર તારી ઇચ્છા જેવો
વરસ્યા કરે છે
મારા પારદર્શક મન પર
શબ્દો
ઉદાસ ઉદાસ મ્હોર્યાં કરે છે
તારી ગોદમાં
માથું ઢાળી હું પડ્યો રહું
આપણી રગે-રગમાં
પ્રસરતું રહે માટીનું અન્તર
બસ એટલી જ મારી ઇચ્છા
એ પર વરસાદ
ઝરમર-ઝરમર.......

- બંકિમ

બંકિમ





ચન્દ્રકાન્ત ટોપીવાળા

અનિલ જોશી



બરકત વીરાણી



પુષ્પા વકીલ



જયદેવ શુક્લ

# પંક્તિઓનાં દર્પણમાં...

1

શોધતો હતો ફૂલ ને ફોરમ શોધતી હતી મને,
એકબીજાને શોધતાં ગયાં દૂર, તો આવ્યાં કને.

—ચંદ્રકાન્ત શેઠ

2

આટલાં ફૂલો નીચે ને આટલો લાંબો સમય
ગાંધી કદી સૂતા નથી—

—હસમુખ પાઠક

3

અવાજને ખોદી શકાતો નથી
ને ઊંચકી શકાતું નથી મૌન.

— લાભશંકર ઠાકર

4

વીતેલાં વર્ષોમાં કદીય પણ ચાહી નવ તને
સ્તનોનાં પુષ્પોમાં શરમ છૂપવીને રડી પડયો.

—રાવજી પટેલ

5

કીડી સમી ક્ષણોની આ આવજાવ શું છે?
મારું સ્વરૂપ શું છે, મારો સ્વભાવ શું છે?

—રાજેન્દ્ર શુકલ

6

આ ડાળ ડાળ જાણે કે રસ્તા વસંતના
ફૂલો એ બીજું કંઈ નથી, પગલાં વસંતનાં

—મનોજ ખંડેરિયા

/

રાત
કામાંધ ભીલકન્યાની જેમ
પોતાના એ સાથળોની વચ્ચે
મને પૂરી રાખે છે.

—મણિલાલ દેસાઈ

8

આ ખુશીનો
સ્નૅપશૉટ લઈ
મઢાવી
સૂવાના ઓરડામાં ટાંગી શકાય?

—પન્ના નાયક

9

તું કેમ
આ ભાષા કુંવારી સાથ
વ્યંઢળ જેમ નિર્લજ્જ ક્યારનો વર્તી રહ્યો છે?

—નલિન રાવળ

10

રેતી કોના પક્ષમાં છે? ખડકના કે પાણીના?
બાળકના ખોબા જેવો નાનકડો ખાડો બનાવીને
એણે પાણીને કેદ કરી લીધું છે.

:—ધીરુબહેન પટેલ

11

માગવાનું કહે છે તો માગી રહું છું આ, પ્રભુ!
દઈ દે મન એવું કે માગે એ કશુંયે નહીં!

—વિપિન પરીખ

12

વનમાં વન નંદનવન, સજની! મનમાં મન એક તારું,
પળમાં પળ એક પિયામિલનની રહી રહીને સંભારું.

— હરીન્દ્ર દવે

13

હું પોતે મારામાં છલકું
પંચામૃતનો મુખરિત પારાવાર.

–વેણીભાઈ પુરોહિત.

14

કો'ક દિન ઈદ અને કો'ક દિન રોજા
ઊછળે ને પડે નીચે જિંદગીનાં મોજાં.

– મકરંદ દવે

15

પુકારે છે લોહ પ્રબળ મુજ, સર્વે કણી કણી,
મને સ્પર્શી જાઓ ક્ષણ પણ અરે, પારસમણિ !

– પ્રજારામ રાવળ

16

હવે પાંપણોમાં અદાલત ભરાશે,
મેં સ્વપ્નો નીરખવાના ગુના કર્યા છે.

– રમેશ પારેખ

17

તને મેં ઝંખી છે—
યુગોથી ધીખેલા પ્રખર સહરાની તરસથી.

– સુન્દરમ્

18

તને કે સ્વપ્નોને,
કહે, હું તે કોને
ચહું—સ્વપ્ને તું ને સ્વપન તુજમાં જોઈ રહું ત્યાં ?

– નિરંજન ભગત

19

નયનમાં કીકી સ્વરૂપે નજર મળી મુજને;
બહુ નજીકથી મારી ખબર મળી મુજને.

– 'શૂન્ય' પાલનપુરી

20

પીઠામાં મારું માન સતત હાજરીથી છે,
મસ્જિદમાં રોજ જાઉં તો કોણ આવકાર દે!

—મરીઝ.

21

ફરી વાર મને કોઈ બાંધશો ના,
મારા મનના મમતા તાર તૂટયા એક વાર
હવે ફેર સાંધશો ના.

—પિનાકિન ઠાકોર.

22

તાર અખંડિત રે'શે ભગત,
એનો કસબી બનીને જેણે કાંત્યું:
મંદિરિયામાં નથી રે, મારાથી રે'વાતું.

– ઈન્દુલાલ ગાંધી

23

જ્યાં જ્યાં વસે એક ગુજરાતી,
ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત!

– ખબરદાર

24

ગમે તો સ્વીકારે ગત સમય કેરા સ્મરણમાં!

– કાન્ત

25

દુઃખ વગર, દર્દ વગર, દુઃખની કશી વાત વગર,
મન વલોવાય છે કયારેક વલોપાત વગર.

– અમૃત ઘાયલ

26

પાછલી રાતુંની મારી નીંદરા ડોળાણી, ને
આગલી રાતુંના ઉજાગરા ઓ જી રે!

– સુંદરજી બેટાઈ

27

વેણીમાં ગૂંથવા'તાં—
કુસુમ તહીં રહયાં
અર્પવાં અંજલિથી.
—રામનારાયણ વિ. પાઠક.

28

અહો સંસારની લીલા ! પાળી પોષી ઉછેરિયાં
પંખી તે ફૂટતાં પાંખ, ઊડી આમ જ શું જતાં
રચવા પોતપોતાના નીડો જગની કુંજમાં ?
– મનસુખલાલ ઝવેરી

29

દિવસો જુદાઈના જાય છે, એ જશે જરૂર મિલન સુધી;
મને હાથ ઝાલીને લઈ જશે, હવે શત્રુઓ જ સ્વજન સુધી.
– ગની દહીંવાલા

30

ફરતી પીંછી
અંધકારની : દીપ
નહીં રંગાય.
– સ્નેહરશ્મિ

31

મારી રે વાડીમાં ચંપો ને મરવો;
ફોરમ્યું લેજે પણ કળિયું તોડીશ મા.
—જીવણ

✓32

ખોબો ભરીને અમે એટલું હસ્યાં
કે કૂવો ભરીને અમે રોઈ પડયાં....
—જગદીશ જોષી

33

મીઠાં મધુ ને મીઠા મેહુલા રે લોલ,
એથી મીઠી તે મોરી માત રે,
જનનીની જોડ સખિ! નહીં જડે રે લોલ.

– બોટાદકર

34

મંગલ મંદિર ખોલો, દયામય!
મંગલ મંદિર ખોલો.

—નરસિંહરાવ દિવેટીઆ

35

જય! જય! ગરવી ગુજરાત!
દીપે અરુણું પરભાત.

—નર્મદ

36

સહુને મુજ અંતરે ધરું,
સહુને અંતર હુંય વિસ્તરું.

—રાજેન્દ્ર શાહ

37

માન તમારે હાથ ન સોંપ્યું;
કેમ કરી અપમાનશો?

—કૃષ્ણલાલ શ્રીધરાણી

38

મયંકનું છો સકલંક બિંબ,
મળે કશો દોષ ન ચાંદનીમાં.

—ઉશનસ્

39

પ્રાણિયા! ભજી લે ને કિરતાર, આ તો સ્વપ્નું છે સંસાર.

—ભોજો

40

પ્રેમને કારણો સાથે સંબંધ કાંઈયે નથી,
કારણ, પ્રીતિનું પ્રીતિઃ પ્રેમીની લક્ષ્મી તે બધી.

—કલાપી

41

ચંદ્ર વિના જયમ જામની, સૂરજ વિના જયમ દંન;
કૃષ્ણ વિના ત્યમ કામિની, દીસે દુર્બળ તંન.

—પ્રેમાનંદ

42

તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઈ દેખે નહીં;
અજા જુથ માંહે રે, સમરથ ગાજે સહી.

—ધીરો

43

મલિન ગંગા! ક્ષાર સમુદ્રે પેઠી અંતે એ તો,
ભ્રષ્ટ થઈ મતિ તેનો શતમુખ વિનિપાત જ નિર્મેલો.

—ગોવર્ધનરામ ત્રિપાઠી

44

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને;
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને.

—પ્રીતમ

45

આંધળો સસરો શણગટ વહુ, એમ કથા સાંભળવા ચાલ્યું સહુ,
કહ્યું કાંઈ ને સમજ્યું કશું, આંખનું કાજળ ગાલે ઘસ્યું!
ઊંડો કૂવો ફાટી બોખ, શીખ્યું સાંભળ્યું સર્વે ફોક.

—અખો

46

જાગે જેના ઘરમાં સાપ, જાગે દીકરીઓનો બાપ;
જાગે જેને માથે વેર, જાગે જેહ કરે બહુ કેર.

—શામળ

47

જે કોઈ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે.

—દયારામ

48

મને ધ્રુધવતા જળે ખડકનું પ્રભુ ! મૌન દો !—સુરેશ દલાલ

49

ધન્ય તે ત્યાગ વૈરાગને, તજી તનડાની આશ જી;
ફુળ રે તજીને નિષ્કુળ થયું, તેનું કુળ અવિનાશજી.

—નિષ્કુલાનંદજી

50

'પ્રભો ! આ પ્રેમની પૂંજી, ધરું છું આપને પદે,'
વ્હેંચ એ સર્વ જીવોમાં, વધે તો અહીં લાવજે !

—ઉમાશંકર જોશી

51

દિનરાતની કાવડ મહીં આ અંધ મારા શ્વાસને ઉચ્છવાસને—
ભાવિ કેરાં તીર્થ કાજે લૈ જતું કેવું હૃદય, જાણે શ્રવણ—

—પ્રિયકાન્ત મણિયાર

52

મને જિંદગી ને મરણની ખબર છે:
કબર પર ફૂલો ને ફૂલો પર કબર છે.

—જયન્ત પાઠક

53

હૃદયમાં એવી રમે છે આશા, ફરીથી એવી બહાર આવે,
તમારી આંખે શરાબ છલકે, અમારી આંખે ખુમાર આવે.

—શયદા

54

કૃષ્ણકીર્તન વિના નર સદા સૂતકી, વિમળ કીધે વપૂ શુદ્ધ ન થાયે.

—નરસિંહ મહેતા

55

બનાવે પ્રેમ તો પીશું વજ્ર જેવાય ભારને !

–ચંપકલાલ વ્યાસ

56

'મૈત્રીના કાવ્યને', 'કાવ્યની મૈત્રીને'

માણુતો હું રહું છું સદાયે

–કીર્તિ મહેતા

57

ઘાયલ કી ગત ઘાયલ જાને ઓર ન જાને કોઈ

–મીરાં

58

વાવમાં પડઘા શમી ગયા તે શમી ગયા

–કિશોર શાહ

59

દરિયાના પાણીની છાલક લાગે ને પછી દરિયો ભરાય મારી આંખમાં,
દરિયા જેવો હું પછી દરિયો થઈ જાઉં અને મોજાંઓ ઊછળે છે હાથમાં.

–અરુણ દેશાણી

60

અધમધરાતે પીધ પિયાલી પરોઢ અમ્મલદાર જીવભા ઝમરખ ઝમરખ,
દસ દરવાજી રંગ મ્હેલમાં રેલછેલ ઓંકાર જીવભા ઝમરખ ઝમરખ.

–શિલ્પિન થાનકી

61

આદમી
પોતપોતાની શૈલીએ
જિંદગી છુપાવવા એક બુરખો રાખતા હોય છે,
—તેમ નાટક મારા જીવન પરનો બુરખો છે.

–પ્રવીણ જોશી

62

રાધાગોરી સૂરને પાંદડે પોઢયાં ને પાંદડું ગોકુળ થયું રે લોલ.

–યશવંત ત્રિવેદી

63

સૂકાં પર્ણો વન ગજવતાં, શાંત લીલાં સદાયે.

–ગીતા પરીખ

64

એક નિરંતર લગન : અમે રસ પાયા કરિયે :
એકબીજામાં મગન : અમે બસ ગાયા કરિયે :

–હસિત બૂચ

65

તાજાં બે ફૂલોની પાંખડીઓમાં કફનાવી
મારી કવિતાને
નરગીસની કબરની બાજુમાં દફનાવી દેજો.

–મહંમદ બેગ

66

કેટલી સંબંધની ગાંઠો જીવનના દોર પર ?
બાંધતાં બાંધી પછી છોડયા કરે, છોડયા કરે.

–કિસ્મત કુરેશી

67

અપૂર્ણ તુજને લહી રિઝવવા મથીએ અમે,
અપૂર્ણ નિજને લહી પૂરણ કાજ શું તું મથે ?

–જગદીશ ત્રિવેદી

68

ખય્યામની રૂબાઈ છું—હું મીરની ગઝલ,
સુફી ભીડું તો મેવાડી ખમીરની ગઝલ.

–સાહિલ

69

અને ઈશ્વર ફરીથી માંસની ગાઠોથી હાડકાં બાંધશે,
લોહી છાંટશે, ચામડી ઓઢાડશે, આત્મા ફૂંકશે અને ધીમે ધીમે
રંગબેરંગી માણસો બનાવશે.

—ચંદ્રકાન્ત બક્ષી

70

ઓગળ્યો છું હું સતત એવી ક્ષણોમાં
જે ક્ષણો પામી કવિતામાં સ્થળાંતર.

—જયેન્દ્ર શેખડીવાળા

71

શાહી નામના એક શ્રાપથી આ દુનિયામાં
અઢળક શબ્દો ખરડાયા રે ખરડાયા.

—ચંદ્રકાન્ત શાહ

72

લહેરાઉં છું શાખ સમો ખુશખુશાલ થૈ
તું ઊઘડે છે શ્વાસમાં જ્યારે ગુલાબ થૈ.

—લલિત ત્રિવેદી

73

હે કવિ! તું છેડમાં એને હવે
શબ્દને પણ મોભ ને મરજાદ છે.

—પાર્થ મહાબાહુ

74

ફૂટપાથિયા પરિચયોની ભીડમાં મને
મારી રહી ન ભાળ તમારા શહેરમાં.

—કરસનદાસ લુહાર

75

રંગ બદલાતા સમયના જોઈ દિલ બોલી ઊઠ્યું
શું ખરું ને શું ગલત આદમથી શેખાદમ સુધી.

—શેખાદમ આબુવાલા

76

હું તો નગરનો ઢોલ છું દાંડી પીટો મને
ખાલીપણું બીજા તો કોઈ કામનું નથી.

—જવાહર બક્ષી

77

માણી લઉં એ ક્ષણ એક નંદની
જાજે પછી જો જવું હોય, તો પ્રિય!

—જસુભાઈ શાહ

78

આમ તો કદીય છૂટા પડીએ નંઈ તોય
તને 'કેમ છે?' કહીને રોજ મળવું પડે.

—રવીન્દ્ર પારેખ

79

આ નદીમાં હું ડૂબી તો શકું
પણ ડૂબીને મરી શકવાની નથી.

—દિવા પાણ્ડેય

80

હું એકાએક દોટ મૂકું છું તો ઠેસ વાગે છે અને
ફેસડાઈ પડું છું આ લિસ્સા કાગળ પર.

—પ્રબોધ જોશી

81

એમનાં કર્મોથી એ નશ્વર થયાં,
કર્મ જોકે મૂળ તો ઈશ્વર હતાં.

—સુરેન ઠાકર 'મેહુલ'

82

આયખું નાનું ને મને ઓરતા અપાર,
નાનકડી નાવ ને સામે કેવો પારાવાર.

—અનિલ કડકિયા

83

અફવાઓ એના કાનમાં એવી ભરાઈ છે
ના ઓળખી શકે હવે એ નિજના અવાજને.

—મેઘબિન્દુ

84

તારા શ્યામલ સુમણ કેશરાશિમાંથી
સુગંધની જીહ્વા
હળુ હળુ ચાટે છે મારા રક્તને—
મારા ચિત્તમાં ઝૂલી જાય લાલ લાલ કેસૂડાં!

—યોસેફ મેકવાન

85

મારું માનો તો
આપણે રાવણ-રાવણ રમીએ.

—જ્યોતિષ જાની

86

હું અક્ષરિયો મનુષ્ય કાચો,
અક્ષરથી ચીતરેલી સઘળી કવિતા કાચી.

—ઈન્દુ પુવાર

87

કદી થાય ના શબ્દના હાથ હેઠા
ભલે નીકળે ના સમયની નનામી.

—જયન્ત વસોયા

88

અમારાં જેને માન્યાં, એ વિખૂટાં થઈ ગયાં આજે,
આ થોડો લય, આ થોડા શબ્દની ખલકત અમારી છે.

—બેજન દેસાઈ

89

ધ્વનિનું વિશ્લેષણ

ધ્વનિની યાત્રા

અર્થહીન

અંતહીન

—નૌશિલ મહેતા

90

તને મુજ નિમંત્રણો પ્રણયપૂર્ણ છે નિત્યનાં,

રહ્યો છું તુજ વાટ જોઈ, વિભુ! હું ઘણાં વર્ષથી.

—પૂજાલાલ

91

મને ન મરવું ગમે છૂટક ટૂંક હફ્તા વડે.

—ચુનીલાલ મડિયા

92

વતનની ધૂળથી માથું ભરી લઉં આદિલ,

અરે આ ધૂળ પછી ઉમ્રભર મળે ન મળે.

—આદિલ મન્સૂરી

93

રાત પડે ને ડાળ ઉપરથી કોયલ થઈને ટહુકયાં,

અમે બરફનાં પંખી રે ભાઈ, ટહુકે ટહુકે પીગળ્યાં.

—અનિલ જોશી

94

'બેફામ' મારા મૃત્યુ ઉપર સૌ રડે ભલે,

મારા જનમ ઉપર તો ફક્ત હું જ રોઉં છું.

—બરકત વીરાણી 'બેફામ'

95

એ જ એ જ ચીર ગોપન-લોપન લીલા ચલત ક્ષણક્ષણમાં!

કોણ કહે વ્રજ વિસરાયું, વ્રજ વિલસે રે કણકણમાં?!

—પ્રદ્યુમ્ન તન્ના

96

ધુમ્મસનું આ નગર
હવામાં
પથ્થર થઈને ઊડે!

—મફત ઓઝા

97

લખ્યા શબ્દમાં લાગણી શોધવાને,
અમે અર્થની પણ ઉપેક્ષા કરી છે.

—હર્ષદ ચંદારાણા

98

હાલ તો છે ગુલાબી વય, પછીની વાત પછી,
ખેર! ચર્ચાનો છે વિષય: પછીની વાત પછી.

—હેમેન શાહ

99

હજી શોધું છું શબ્દો, કેમ અટકી ગઈ સડક?
નવેસરથી કહું કંઈ, તોય બનવાની ગઝલ?

—સરૂપ ધ્રુવ

100

વાળી દઈ ઉજાસ મેં મૂક્યો'તો પાંદડે,
એ કોણ આ અવાજથી બોલે છે વૃક્ષમાં?

—મનહર મોદી

101

અરે! પણ કોઈ આ દર્પણ તો ફોડો....!

—ધીરુ પરીખ

102

તૃષિત પણ કોઇ હવે ત્યાં નહિ થશે,
પણ અનાદિ છલ સમાં ઝાંઝવાંનું શું થશે?

—હિમાંશુ વ્હોરા

103

જાગી હું ત્યારે શમણે ભરેલું,
જીવિત મારે જીવવું રહ્યું'તું,
નર્યાં સુખે જે છલકી જતું'તું.

–પુષ્પા વકીલ

104

આ ચશ્માંનો કાચ તૂટી જાય,
તો કાચ વગરની ખાલી ફ્રેમમાંથી
હું જોઈ શકું એટલું
નિકટ કોઈ જ નથી હવે.

–મહેશ શાહ

105

ઈશ્વર છે....?
આજે બધા મને
એક જ પ્રશ્ન પૂછી પૂછી
લક્કડખોદની નિર્દય ચાંચથી
ખણાતા ઝાડ માફક
ખણી રહ્યા છે.

–આનંદ મહેતા

106

હજી શ્રાવણ તો દૂર છે ભાદરવો દૂર ભર્યો
આ વાદળીને કાંઈ નથી કામ
આ માણસનું કાંઈ નથી નામ.

–અભિજિત જોશી

107

એકેક માંડી ડગ,—કોટ ભરાવી ખંભે—
જાણે ન હોય ત્યજતો ઘર એમ ચાલ્યો!

–ભૃગુરાય અંજારિયા



પ્રબોધ જોષી



જયમનગૌરી પાઠકજી



જશુભાઈ શાહ



ઈન્દુકુમાર ત્રિવેદી



યોગેશ જોશી



ગૌરાંગ દિવેટિયા



એજન દેસાઈ



આનંદ મહેતા

108

મારે કોઈ તળાવ થઈને બંધાઈ જવું નથી.
મારે તો વહી નીકળવું છે ખળખળતું ઝરણું થઈને
ને ભળી જવું છે નદીના ઘોડાપૂરમાં.

—કિશોરસિંહ સોલંકી

109

વાલમ તારે ફળિયે હું તો વહાલ થઈને વરસું,
ઝરમર ઝરમર વરસું તોયે સરવર થઈને તરસું.

—નલિની માડગાંવકર

110

જન્માક્ષરનાં બાર ખાનાંમાં
પગથિયાંની રમત રમતા ગ્રહો તો
હંમેશા હાથતાળી દઈ છટકતા રહ્યા છે.

—જયશ્રી મર્ચંટ

111

પાનખર જેવા મારા રસ્તાઓ,
અંધકારમાં ખરતા જાય છે.

—નલિન પંડ્યા

112

મારે વણખૂલ્યા હોઠની કહેવી છે વાત,
મારા થંભ્યા હિંડોળાને ઝૂલવું શળિયાત.

—ગૌરાંગ દિવેટીઆ

113

પાત્ર, સંદર્ભો, પ્રસંગો છે છતાં,
જિંદગી; વાંચ્યા વગરની વારતા.

—મુકુલ ચોકસી

114

કો'ક છોડાવો મને—
મેં જેને કાગળની છબી ગણેલી એ આરસો
મારા લોહીમાં લબકારા લે છે.

—ગુલામ મોહમ્મદ શેખ

115

એક આ આકાશને આમ જ ટકાવી રાખવાને,
કેટલા માણસ જુઓ ચાલી રહ્યા છે સ્કંધ રાખી!....

—ધીરેન્દ્ર મહેતા

116

હરેક અક્ષરમાં
અર્થના ક્ષર દેહને હું પીંખું છું.
હરેક સ્વરમાં
ઈશ્વરના નશ્વર વરને હું વીંખું છું.

—મેઘનાદ હ. ભટ્ટ

117

ઓરડું નાનું :
સૂરજના ઉજાસે
મોટું આંગણ.

—મુરલી ઠાકુર

118

બારણું ખોલતાં જ
બાળપણ
કાળો વરસાદ થઈ વીંટળાઈ વળ્યું.

—જયદેવ શુકલ

119

હે દોસ્ત! જાણી કરશો તમે શું
કઈ આંખની પાંપણમાં હતો હું.

—સોલિડ મહેતા

120

જીવનનાં જામમાં થોડી મદિરા બાકી છે
'અમીર' આ મોતને કહી દો કે એણે થોભવું પડશે.

—દેવદાસ શાહ 'અમીર'

121

ગાંઠ આ સંબંધની છૂટી ગઈ છે ત્યારથી
વેરવિખેર શબ્દ–મણકા શે'રમાં પ્રોવા પડે.

—મનીષ પરમાર

122

તારો સ્વભાવ એટલે ટોળું વસન્તનું
જંગલ લઈને નીકળે તડકાની આંખમાં

—પથિક પરમાર

123

લાગણીનાય ફળને ચાવવું ફરી પાછું,
ને બિયું વાસનાનું વાવવું ફરી પાછું........

—ઉદયન ઠક્કર

124

જ્યોતિ તું જ્યોત અનંતની,
મારે માયામાં છાયા અન્ધાર રે
ચંદ્રમા ! શાને ઉગ્યો રે ?

—જયમનગૌરી પાઠકજી

125

પડખામાં રળવળતી સારસીની કાયા ને
સાંભરતું પારધીનું તીર........

—બારીન મહેતા

126

એવા વળાંક પર હવે ઊભો છે કાફલો
અહીંથી જવાય રણ તરફ, અહીંથી નદી તરફ.

—કિસન સોસા

127

ફૂલ તેઓ સ્પર્શનાં મૂકી ગયાં,
ત્યારથી આ હાથ કરમાયા કરે!

— યોગેશ જોષી

128

નગરી આ તો હિંડળાશી માયાવી કો રમણી રે
ગગન ભોંકતા આવાસોનાં પડખાં ડાબા જમણી રે

— ઈન્દુકુમાર ત્રિવેદી.

129

નસીબનું પાનું ખોલનાર ચકલી સુખી છે;
મિત્ર; એના મૌનનો વિષાદ નથી પરખાતો.

— પ્રાણજીવન મહેતા.

130

હું મરજીવો નથી
હું કવિ છું.
જે છે તે છે કેવળ મારી આંખોમાં.

- સિતાંશુ યશશ્ચંદ્ર

131

આવ્યું અવસર થઈને અજવાળું ઝોકાર કોઈ ભીંજાતુ રે
વરસે ઝરમર ઝરમર વહાલ અનરાધાર કોઈ ભીંજાતું રે

- લાલજી કાનપરિયા

132

તેજલ અશ્વ જેવો થનગનતો માંહ્યલો
કાનમાં કહે છે મને
બારણું હવે ભીડતો નહિ

- શિવ પંડ્યા

133

હસ્યા નેત્રો સામે, અશ્રું નિત હસો માનસરમાં,
મને કે જેથી ના કશી કસી નડે પાનખરમાં !

– દેવજી મોઢા

134

તમારી આ સફર
એ આબોહવાને ગટગટાવવાની છે ઉલ્લાસયાત્રા

– વાડીલાલ ડગલી

135

હું હોઠના પડદાઓ ખોલી
વેણુના દૃશ્ય ભજવ્યા કરું છું.

– નીતિન મહેતા

136

માનવની વચ્ચે હું શોધું છું માધવ
શબરી પણ ઝંખે છે પોતાનો રાઘવ

– અનિલ કડકિયા

137

આંસુઓનાં પડે પ્રતિબંબ એવાં દર્પણ ક્યાં છે? કહ્યા વિનાયે સઘળું સમજે એવાં સગપણ ક્યાં છે?

– કુમુદ પટવા

138

હે કવિ! રાગમાં વિતરાગનાં મોતી ચૂગંતા હંસ શી તારી છવિ!

– પ્રવીણ દરજી

139

એક ક્ષણ જો યુદ્ધ અટકાવી શકો —
ટૅન્ક પર માથું મૂકી ઊંઘી લઉં.......

– માધવ રામાનુજ

140

પગલાં સમેત મારું પાદર લઈ ઊડું કે વનરાવન સાંભર્યાં !

– પ્રતાપસિંહ રાઠોડ 'સારસ્વત'

141

તમારી આંગળી
એક શબ્દ બનીને સળગ્યા જ કરશે.
હું ફૂંક નહિ મારું ત્યાં સુધી!

– મંગળ રાઠોડ

142

કોઈ અર્જુન કરે ત્યાં લક્ષ્યવેધ?
શકયતાઓ ખાલી એક્વેરિયમ હતી

– ભગવતીકુમાર શર્મા

143

ઘડીભર વીજળી ! થોડી વધુ દે રોશની મુજને
હતી કઈ ડાળ મારી તે કરું છું યાદ ગુલશનમાં

– નિનુ મઝુમદાર

144

જળની સો સો દાંડલી નેવે તરફડ થાય
ફળિયે સળગી જાય કૂંપળ તારી યાદની.

– વિનોદ જોશી.

145

જીવનની સમી સાંજે, મારે જખ્મોની યાદી જોવી'તી,
બહુ ઓછાં પાનાં જોઈ શકયો—બહુ અગત અંગત નામ હતાં.

–'સૈફ' પાલનપુરી

146

રજા ત્યારે હવે દિલબર!
અમારી રાત થઈ પૂરી

– નાથાલાલ દવે

147

અમારો ચાલુ રહ્યો પ્રવાસ!
ગણ્યા વિસામા જેને એ તો હતા માત્ર આભાસ!

— રઘુવીર ચૌધરી

148

— પુષ્પે પાને વિમલ હિમમોતી સરે, તેમ છાની
બાની બાની નિતરિ નિગળે અંતરે શીય, સેહ્‌ની!

— બ. ક. ઠાકોર

149

વાદળો ઘેટાં વરસે છે
ઘેટાંઓ વાદળ વરસે છે

— ચન્દ્રકાન્ત ટોપીવાળા

150

શી છે કમી? જહાંગીર છું,
—ને જહાંનું નૂર આ સામે ખડું!

— પ્રહ્લાદ પારેખ

151

રેતીનેય અંકુર ફૂટે એવો સરસ દિવસ ઊગ્યો છે.

— જયા મહેતા

152

હું તો અલખને અભિસારે નીસરું રે
હું તો ગરબે ઘૂમું ને મને વીસરું રે.

— કલ્લોલિની હઝરત

153

અમને લાગી ઠેસ અમે ના મળશું કોઈ મુકામે!
કોઈ લખો કાગળ તો લખજો 'વહી ગયા'ને સરનામે!

— ભાનુપ્રસાદ પંડ્યા

154

એક વરસાદી સાંજે હવા લઈ ગઈ તારી ડેલી સુધી
બારણે કોઈ સ્મરણોની સાંકળ હતી, વાત પૂરી થઈ.

– શોભિત દેસાઈ

155

છલકતુંય આવ્યું મલકતુંય આવ્યું
આજે મારી વાણીમાં ઝરણું એક આવ્યું

– પ્રફુલ્લ પંડ્યા

156

આ નીતરેલી ચૈત્રકેરી ચંદનીની છાંય
મારાં નયનોનાં નાવડાં તેજમાં તણાય

– હીરાબ્હેન પાઠક

157

છે ગરીબોના કુબામાં તેલ ટીપુંય દોહ્યલું :
ને શ્રીમંતોની કબર પર ઘીના દીવા થાય છે!

– કરસનદાસ માણેક

158 A

આ વસંત ખીલે શતપાંખડી, હરિ! આવોને.

– ન્હાનાલાલ

158 B

ઘટમાં ઘોડા થનગને યૌવન વીંઝે પાંખ

–ઝવેરચંદ મેઘાણી

158 C

બ્રહ્મા! ભારી ભૂલ કરી તેં સરજી નારી ઉર,
ઉરને દીધો નેહ ને વળી નેહને દીધો મેહ!

– બાલમુકુન્દ દવે

159

'માતેલી ભેંસની જેમ જડ થઈ પડી રહેલા
સૂર્યને
સાંજ સુધીમાં તો માછલાં ફોલી ફોલીને ખાઈ ગયાં.

– મુકેશ વૈદ્ય



કિશન સોસા

નિનુ મજુમદાર



જ્યોતીન્દ્ર દવે. ગગનવિહારી મહેતા ,મનસુખલાલ ઝવેરી, રામુ પંડિત, સી. એલ. ઘીવાળા, શાંતિલાલ શાહ



નારાયણ સુર્વે, વસંત બાપટ, ઉમાશંકર જોશી, જયંતી શુક્લ, કૃષ્ણવીર દીક્ષિત



વાડીલાલ ડગલી, ઉમાશંકર જોશી, ઉમેદભાઈ મણિયાર, ગૌરીપ્રસાદ ઝાલા,....મનસુખલાલ ઝવેરી



યશવન્ત શુક્લ



અરદેશર ખબરદાર



કીર્તિ મહેતા



દિનેશ દલાલ






ઉત્પલ ભાયાણી



અનંતરાય રાવળ




ઉમાશંકર જોશી, મધુરીબહેન શાહ, કલ્લોલિની હજરત



ઉમાશંકર જોશી




પ્રવીણચંદ્ર ગાંધી, અજ્ઞેય, ઉમાશંકર જોશી, ઘનશ્યામ ઓઝા

160

વીતેલી વેળમાં હું જાઉં છું સહેજ ત્યાં તો આંખો બે આંસુ સ્વરૂપ.

— ચિનુ મોદી

161

આ વિશ્વ નવું નક્કોર છે; અક્ષુણ્ણ છે,
અતીતને માનશો નહીં.

— મધુકર રાંદેરિયા

162

અને અમે મન મૂકીને પલળીએ છીએ.
વીજળી અમારા પર ત્રાટકશે જ.
પણ એથી પલળવાનું થોડું જ ગુમવાય છે!

— ઉત્પલ ભાયાણી

163

નિસાસા આંસુ ને ઉરવ્યથા સર્વે મુજ વહી
જશે નક્કી દેવા! તુજમય નવા સર્જન મહીં.

— ચન્દ્રવદન મહેતા

164

આ મૃત્યુ જેટલું નાલાયક, નીચ અને નપ્પોહિયું કોઈ નથી.
લુચ્ચું, કપટીલું, છળિયું, હળાહળિયું, ઘરઘરિયું ફેરફેરિયું.

— દિનેશ દલાલ

165

આ ઝંઝાવાતે મને થકવી દીધી છે.
હવે હું વધારે નહીં સહન કરી શકું.

— પ્રાપ્તિ કાનાણી

166

એક વાર વીજળી ઝબૂકી'તી વ્યોમમાં.

— ગુલાબદાસ બ્રોકર

167

મારાં નયન
તેજ તમારું ગુમાવી ન બેસતાં.
કદાચ આ સૂરજ નવા તેજે ઊગે પણ ખરો.

— અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

168

સ્તબ્ધતા અને મૃત્યુ
વચ્ચેના ભેદને પામવા ફફડી રહ્યું છે
એક બરફનું કબૂતર

— અનિલા જોષી

169

મરતાં મરતાં મર્યો નથી ને જીવતાં જીવતાં જીવ્યો નથી
ફાટેલો પોષાક કદીયે બખિયા મારી સીવ્યો નથી.

— ગુણવંત ર. શાહ

170

તારા સહવાસમાં જિવાતી ક્ષણો
ગુલમહોર થઈને ખીલી ઊઠે છે
અને મહેકવા લાગે છે આખુંય જીવન.

— નૂતન જાની

171

વિલીન ગત થાવ, ભાવિ ! મુજ માર્ગ ખુલ્લો કરો
હતું યદપિ શાપરૂપ, ગત જેહ, ડૂબી ગયું.

— હરિશ્ચન્દ્ર ભટ્ટ

172

રેતમાં ખૂંપી ગયાનું યાદ છે
એક દરિયો પી ગયાનું યાદ છે.

— નયન દેસાઈ

173

ઊગતા પરોઢિયે મેં રોપ્યો સૂરજ એને સાંજના ન આવ્યાં હજી ફૂલ.

— પ્રકાશ દવે

---

નોંધ:- અનુક્રમમાં કવિઓનાં નામ સાથે આપેલ બોલ્ડ ફીગર તેની કાવ્ય પંક્તિનાં અંગ્રેજી પેજ નંબર છે.

---

તસ્વીર: આભાર: **સર્વશ્રી જગન મહેતા, 'ગુજરાતી સાહિત્ય સર્જકો', રવિશંકર રાવળ, ગુલાબદાસ બ્રોકર, કલાવતી વોરા, જગદીશ કિલાવાળા, મુકેશ વૈદ્ય અને દિનેશ દલાલ.**

---

લવાજમ: દેશમાં ૩૬ રૂપિયા. પરદેશમાં ૫૫ રૂપિયા. આ અંકના છૂટક ૨૦ રૂપિયા. બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઓર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી છે.
પત્રવ્યવહારનું સરનામું: જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ ૬૨, મુંબઈ-૧
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ. સ્ટેટસ પીપલ્સ પ્રેસ, મુંબઈ-૧.

## આ દુનિયામાં ☐ ચંદ્રકાન્ત શાહ

શાહી નામના એક શ્રાપથી ખરડાયેલા દરેક શબ્દને ખમ્મા! દરેક જણને ખમ્મા!
આ કાગળ જ્યાં કોરો છે ત્યાં ધરબાયેલા દરેક શબ્દને ખમ્મા! દરેક જણને ખમ્મા!
શાહી વિનાની અભિવ્યક્તિના મનોરથો લઈ ફરતા કાગળ થઈને ડૂચેડૂચા
વિચાર નામના એક બોમ્બથી કાગળની એ મનોદશાના ઊડતા ફૂરચે ફૂરચા
વિચારની વેતાળભૂમિમાં ભરમાયેલા દરેક શબ્દને ખમ્મા! દરેક જણને ખમ્મા!
આ કાગળ જ્યાં કોરો છે ત્યાં —

શાહી ભરેલી કલમ ઉપાડી અઢળક કવિઓ કાગળ આગળપાછળ પાછળ ફરતા
ટાંક ઉપરથી ટપક ટપકતાં ટીપાં વચ્ચે કૈંક વિચારો તરતા કૈંક વિચારો મરતા
ખરતા મરતા વિચાર વચ્ચે ઝડપાયેલા દરેક શબ્દને ખમ્મા! દરેક જણને ખમ્મા!
શાહી વિના પણ આ દુનિયામાં અટવાયેલા દરેક શબ્દને ખમ્મા! દરેક જીવને ખમ્મા!



# કવિતા

તંત્રી સુરેશ દલાલ

અંક ૧૧૦ ડિસેંબર ૧૯૮૫

૬ રૂપિયા

જન્મભૂમિ પ્રકાશન

## આ દુનિયામાં ☐ ચંદ્રકાન્ત શાહ

શાહી નામના એક શ્રાપથી ખરડાયેલા દરેક શબ્દને ખમ્મા! દરેક જણને ખમ્મા!
આ કાગળ જયાં કોરો છે ત્યાં ઘરબાયેલા દરેક શબ્દને ખમ્મા! દરેક જણને ખમ્મા!
શાહી વિનાની અભિવ્યક્તિના મનોરથો લઈ ફરતા કાગળ થઈને ડૂચેડૂચા
વિચાર નામના એક બોજથી કાગળની એ મનોદશાના ઊડતા ફૂરચે ફૂરચા
વિચારની વેતાળભૂમિમાં ભરમાયેલા દરેક શબ્દને ખમ્મા! દરેક જણને ખમ્મા!
આ કાગળ જયાં કોરો છે ત્યાં —

શાહી ભરેલી કલમ ઉપાડી અઢળક કવિઓ કાગળ આગળપાછળ પાછળ ફરતા
ટાંક ઉપરથી ટપક ટપકતાં ટીપાં વચ્ચે કૈંક વિચારો તરતા કૈંક વિચારો મરતા
ખરતા મરતા વિચાર વચ્ચે ઝડપાયેલા દરેક શબ્દને ખમ્મા! દરેક જણને ખમ્મા!
શાહી વિના પણ આ દુનિયામાં અટવાયેલા દરેક શબ્દને ખમ્મા! દરેક જીવને ખમ્મા!

હોય છે □ બેન્યાઝ ધ્રોલવી

ચંદ્રની ડાળો નમેલી હોય છે,
રાત મઘમઘતી ચમેલી હોય છે.

વ્યોમ કાંઠે તારલાની છે નદી,
દૂર ઝગમગતી હવેલી હોય છે.

ગઝલ □ મનહર મોદી

દશ્યો છે એની પાછળ બારી ઉદાસ ચહેરો
અંદર બહાર ખળભળ બારી ઉદાસ ચહેરો

ઈશ્વરના ભાર જેવું ઊંઘે છે એક સપનું
અટક્યું છે એક વાદળ બારી ઉદાસ ચહેરો

એને જગાડવાનું સદ્ભાગ્ય હોય ક્યાંથી?
આરામમાં છે મૃગજળ બારી ઉદાસ ચહેરો

તારી દિશામાં મારી ચારે દિશા મળે છે
બોલે છે ખૂબ સાંભળ બારી ઉદાસ ચહેરો

અમથામાં એ ઊગે છે આછામાં એ બૂડે છે
કોઈ ઉકેલો ઝળહળ બારી ઉદાસ ચહેરો

દેખાય તો ઘણું છે સમજાય તો બધું છે
પહેલી સવાર ઝાકળ બારી ઉદાસ ચહેરો

ટેકો છે ટાંકણી છે બસની ટિકિટ કેન્સલ
વહેતો અવાજ ખળખળ બારી ઉદાસ ચહેરો

અછાંદસ છું ☐ ઈન્દુ પુવાર

હું બેઠો છે બિલકુલ મુનમુન થઈને
કલકલ લિરિકલ લીલાછમ વૃક્ષ નીચે
હુંનો અવાજ છે એક અંધારું અંધારું ટપકું
હુંનું નાક છે પાણીટીપું
હુંની આંખ છે કાચની લિપ્સા
પેરીસ્કોપ/કેલિડોસ્કોપ/સિનેમાસ્કોપ
અંદર એકદમ અંદર
એક ઊંડો કૂવો દેખાય છે
ભરેલો છે છલોછલ કલોકલ
એક ચૂકલો/પાંખો ચપોચપ ખચોખચ ચોંટાડી રાખી છે
ને એકીટશે તાકી રહ્યો છે—
આ છલોછલ કલોકલને.

ભાવક શ્રેષ્ઠ! ચકલાનો ચૂકલો થયો
થર્ટી ફાઈવ એમ એમ.નો હું સેવન્ટી એમ. એમ.નો થયો.

હું શરીરથી વિચારે—
એક હાથથી માથું ટેકવી બેઠો છે
અંધારું અંધારું/એક દો તીન/ભળુંભાંખરું/કાલુંકાલું
ખલોખલ કલકલ કરતું/એક દો તીન
પ્રવાહનું રૂપ ધારણ કરે છે એમાં
સાઈકલ પર એક જણ પૂરપાટ/સટાસટ
ખખડધખડ/ઉબડખાબડ થતો જાય છે.

બસ જાય છે?
બિલકુલ મુનમુન થઈને બેઠેલો હું વિચારે છે
કોણ છે? કયો હું બોલે છે?
વૃક્ષનો હું/વૃક્ષ નીચે બેઠેલો હું
કે પછી ચૂકલાનો હું/કે છેલ્લે આવતા એક જણનો હું?
કયો હું બોલે છે?

મૂંઝાઈને બેઠેલો પાંચમો હું એક ચાનો ઑર્ડર કરે છે
ઑર્ડર કરે છે ત્યારે કશોય ભાવ અનુભવતો નથી
રાષ્ટ્રીય-નૈતિક ફરજ એવુંય કશું નથી
બોધિવૃક્ષ નીચે છું એવી વાકય રચનાથી પણ અજાણ છે
છતાં છે જે નથી તે
છઠ્ઠા હુંની એન્ટ્રીથી બધા હું ગભરાય છે
સિક્કા બદલાય છે/ઘસાય·છે/છપાય છે/વેચાય છે
વંચાય છે/ત્રાજવે તોલાય છે/ભુંસાય છે/જવાય છે/અવાય છે.
બસ.
શાંતિ.
કલકલ લિરિકલ વૃક્ષ પાંદડાંમાંથી અવાજ વહેતો મૂકે છે—
અછાંદસ છું અછાંદસ છું. અછંદાસ છું.

## ટહુકાના રંગ ☐ પથિક પરમાર

પુગ્ગા અને સફેદ કબૂતર ઉડાડીએ
ફૂલોમાં બંધ થૈ અને પથ્થરમાં ખૂલીએ

વિચ્છેદી કાળમીંઢ સમયની દીવાલને
સૂરજના સાતે અશ્વની માથે પલાણીએ

સંકેતના સમુદ્રની આ પાર જઈ અને
અથવાની મૌન ભૂમિમાં કૂવા ગળાવીએ

સંવેદનાની બુઠ્ઠી કટારો ન પાલવે
હોવના છીછરાપણાને ધાર કાઢીએ

દરિયો બની ગઈ છે નરી વેદના પથિક
ટહુકાના રંગમ્હેલમાં સઘળે ઝળુંબીએ

વહેલી સવારે
ઉનાળાના તડકાએ
કાચમાં પેસી
બારીમાંથી બૂમાબૂમ કરી
મને નાહક જગાડી !
ઘડીભર તો બેબાકળી કરી મૂકી.

હાથીદાંતની બંગડી જેવી
મારી નિદ્રા
તરડાઈ ખરી પણ ભાંગી નહીં.
કેટલી ખુશ !
મારું સ્વપ્ન પણ ભાંગ્યું નહીં.
એ તો એનું એ લયે
વૃક્ષ સાથે જોડાયેલા પાન સમું.
હતું તો નર્યું સ્વપ્ન
તોય લાગે છે નર્યું સત્ય.

હું તો હવે
સ્વપ્નમાં સાંભળેલી
નવા લોકની ભાષા સાંભળું છું.
વર્ષાનાં ફોરાં જેવા સરકતા
તોય એ તો શબ્દ હતા.
કેટલા બધા મેં ઝીલ્યા
એકેય ન તૂટયા કે ફૂટયા
(લાગ્યા કરે છે :
મારા કાનના સરોવરમાં
એ તો કમળના સ્પંદ થયા ! )
અનુભવાય છે—
એક જ સ્વપ્નમાં

સાત સાત સાગરના ઘુઘવાટા
પ્રત્યેક જુદા રંગના
પ્રત્યેક જુદા જલના.
પ્રત્યેક મોજામાં લહેરાતો એક યુગ.
પરિણમતા ફીણમાં
નવાં જ જન્મેલાં ફૂલ ફૂલના ઢગલા જેવા
શબ્દો....

મારા પગ નીચેથી સરકી જતી રેતી
એનો પણ એક નવો જ સ્વર હતો.
કેવો મુલાયમમાં મુલાયમ પ્રવાસ—
સરકતી હતી રેતી
પણ યાત્રા મારી હતી.
એક નવા જ સંવેદનનો સ્પંદ!

હું કિનારે હતી
કે પછી
મોજાંઓના પરસ્પર વિનિમયમાંથી પ્રગટતા
નવા લયમાં લુબ્ધ?
વલોવાતા સમગ્ર સાગરના નાભિકેન્દ્રમાંથી
મને એક અપૂર્વ સ્વર/રવ સંભળાયો.
મારા અણુએ અણુથી
એ અવર્ણનીય લય ઝીલી શકાયો.
અને એટલે જ
કિનારાની કોર પર
એ લય સાંભળવા હું ઊભી રહી.

આકાશમાંથી જન્મેલા
આકાશમાંથી ઊડી આવેલા
નવા શબ્દના વિહંગને હું જોઈ જ રહી.
એ વિહંગ

મારે ખભે બેસી શાસન કરે
એની હું રાહ જોઈ રહી.

એ મોજાંવચ્ચે શૂન્ય થઈને વહી જતા
શાંત, નીરવ સમયને
મારી સાવ નાનકડી હથેલીમાં મેં ઝીલી લીધો
ત્યારે કેટલું બધું સુખ અનુભવ્યું
ત્યાં જ
દૂર દૂરથી
જીર્ણશીર્ણ ખંડેરમાં સડી રહેલા પીળા ઘાસ જેવું
અસ્પષ્ટ અવાજોનું ધાડું ધસી આવ્યું
ને મને કહ્યું :
"ન સાંભળતી નવો આવાજ
એ બધું જૂઠું છે, જૂઠું છે!"

એમના કોલાહલ સામે
મેં આંખ બંધ કરી છે.
હું તો એમની ભાષા જ ભૂલી ગઈ છું.
મારી ચિરંતન રાતને અંતે સવારે લાધેલું
એક સ્વપ્ન–
પંખીના ટહુકા જેવી ઊઘડતી ભાષામાં
કઈ આશામાં ને આશામાં
જાગીને જોઉં છું
મારી સ્વપ્નિલ જાગૃતિને ?

☐ અશરફ ડબાવાલા

પોતાથી અલગ થઈને બીજું શું કરી શકે ?
માણસ બહુ બહુ તો ટોળે વળી શકે !

ધીમેધીમે □ પાર્થ મહાબાહુ

રેશમી વાતાવરણ ઓઢી હવા ઊભી અહીં;
ક્યાંકથી છેડો સરકતો જાય છે ધીમેધીમે.

ઊઘમાં આળસ મરડવાની બૂરી આદત પડી;
તંગ સપનાંનું નગર વીંખાય છે ધીમેધીમે.

આભને સંકેલવાનું મન થયું જેવું મને;
પાંપણોમાં દૃશ્ય સંકેલાય છે ધીમેધીમે.

મીણબત્તી ઓગળીને અંધકારોમાં ભળે;
એ ક્ષણે આકાશ ઊઘી જાય છે ધીમેધીમે.

સ્વપ્નમાં એ હોય છે ને હું જરા ડોકાઉં છું;
ઊઘમાં અફવા પછી રેલાય છે ધીમેધીમે.

પાર્થ જ્યારે ખાનગી વાતો સફીનાને કરે;
મૌન એના શબ્દનું સંભળાય છે ધીમેધીમે.

Days □ Philip Larkin

What are days for?
Days are where we live
They come, they wake us
Time and time over.
They are to be happy in :
Where can we live but days?

Ah, solving that question
Brings the priest and the doctor
In their long coats
Running over the fields.

## હિમાલયની છબી–સંપુટ જોતાં જોતાં □ મકરંદ દવે

દેવતાત્મા સમી દીઠી, નગાધિરાજની દ્યુતિ,
જ્યારે પ્રથમ સ્પર્શેલી કાલિદાસ તણી કૃતિ.

જોઉં અશ્વિનની આંખે, જેને ના આદિ કે અલમ્,
ભવ્યાતિભવ્યને અંકે ખેલે સુંદરતા સ્વયમ્.

પૃથ્વીની, જળની લીલા, તેજની, વાયુ – અભ્રની
છોળે છોળે છટા ઊઠે, નૈક વર્ણની, શુભ્રની

ધવલ ધૂર્જટિ સંગે, ઉમા જ્યાં રંગને તટે
રમે ત્યાં માનવ – નેત્રે સ્વપ્ન સ્વર્ણિમ ઊમટે.

ક્યાંક ગૌરી તણી ઝાંખી થતાં ઝીલી શુભ ક્ષણ,
અશ્વિન, આ સંપુટે તું લાવ્યો એ રત્ન કંકણ.

## દરિયો □ ચંદ્રકાન્ત દત્તાણી

આમ દરિયો તેમ દરિયો એક દરિયો નજરમાં પણ
એક પગલે એક દરિયો એક દરિયો સફરમાં પણ

કોની મીઠી મ્હેકનું માહોલ મઘમઘતું બધે
ફૂલે ફૂલે એક દરિયો એક વાયુ લહરમાં પણ

આજ તારું આવવું પણ સૂર્ય થઈને ઊગશે
કિરણ કિરણ એક દરિયો એક દરિયો ટશરમાં પણ

ઓગળી ગઈ દૃષ્ટિની સૌ સરહદો પણ એ રીતે
તરબતર છે એક દરિયો શામમાં તો સહરમાં પણ

ક્ષણ સ્વયં છે એક દરિયો ઝૂમતો ગાતો સતત
એક દરિયો તારામાં તો એક તારા નગરમાં પણ

ચોતરફ દરિયો જ દરિયો સૂસવી રહ્યો અહીં
શ્વાસ શ્વાસે એ જ એ ને એ જ પાછો કબરમાં પણ.

ક્ષણ □ યોગેશ જોષી

ઓચિંતાનું જ ઝીંકાય ઝાપટું
ભીંજાઈ જાય તડકો લથપથ
કમકમી ઊઠે પૃથ્વી
સૂસવાટાના તાલે તાલે
વર્ષાધારાઓને દોરે પવન
વરસવાનું હજી શરૂ નથી કર્યું
તેવાં વાદળોને
ઉત્તેજે કામુક ધરાની ગંધ
બારી પાસે ઊભો છું
એકલો.

પવન
ખોબલે ખોબલે ઉછાળે મારી ઉપર
ઠંડા ઠંડા છાંટા
મારા ઉચ્છવાસમાંથી
સ
રી
પ
ડે
ગરમ ગરમ તારું નામ
અડાબીડ જંગલોને વીંધતું
મારું આખુંયે ગામ
તણાતું જાય તારા ગામ ભણી.
વર્ષાધારાઓ
તારા ગામના પહાડો પર
શિલાએ શિલાએ લખતી હશે મારું નામ,
મારો સંદેશ.

અતિ વેગે
દોડી જતી નાગણી જેવી વીજળી
દોડી જાય મારી કરોડરજ્જુમાં.
ને જોઉં તો
મારા રોમે રોમે
એક એક હળ!

તારે જો
ઘરમાં પુરાઈ જ રહેવું હોય તો કલ્પના,
આ વરસાદને કહી દે—
થંભી જાય અબઘડી.
ભીનીભીની માટીને કહી દે—
મહેકે નહીં.
બપૈયાને કહી દે—
મૂંગુ મરે.
ઊંડેઊંડે રોપાયેલા બીજને કહી દે—
પાંગરે નહીં
ઓઢાડી દે રેઇનકોટ
તારા આખાયે ગામને.
સમુદ્રને
એક પેટીમાં પૂરી વાસી દે તાળું
પણ પછી
ક્ષણ
સ
ર
કી
ગયા પછી
કહેતી નહીં
કે........

સદ્ગત મુ. શ્રી મુકુન્દભાઈને ☐ હરિકૃષ્ણ પાઠક

જળ રે ઊંડાં ને પાછાં નીતરાં
એવાં નવલાં નવાણ,
આંખ્યું રે મીચાણી અડધી વાતમાં
સહેવી કેમ રે આ હાણ
શું રે સંભારું, શું રે વીસરું ?

વાતું માંડી'તી મખમલ મૂલની
ભુલી કેમ એ ભુલાય,
વેળા વેળાની વીતી છાંયડી
મીઠી લેરખડી વાય
મોતી સંચ્યાં રે મોંઘાં મૂલનાં.

જીરવ્યું ને જીવ્યા ઝીણી ખાંતથી
ઊંડા ઓળખ્યા મરમ.
અક્ષર આળેખ્યા શીળા તેજના
ભીતર ભજીને પરમ.
એક જ્યાં સંભારુ, બીજું સાંભરે.

તીરથ કર્યાંની મંછા સેવતા,
તમને મળતા કદીક;
સતનો સમાગમ આજે આથમ્યો
થયા આંખથી અદીઠ
ફૂલની સુવાસે તમને પામશું !

કવિ ☐ અજય પુરોહિત

કોઈની પણ આંખથી સરતો કવિ;
શાહીથી કે લોહીથી લખતો કવિ
કોઈ અવસરની ખબર ના તે છતાં;
રાહ જોઈ શબ્દની ફરતો કવિ.

ભર ચોમાસે ☐ યોસેફ મેકવાન

(કરુણપ્રશસ્તિ કાવ્ય)

ભર ચોમાસે આભલાં વરસ્યાં
                    આભલાં વરસ્યાં
વરસી વરસી અચિંત અટક્યાં....!
અટક્યાં એવાં અટક્યાં થયું—
ક્યાં ગયો વરસાદ?
આંખમાં ખર્યું ધૂસર અમદાવાદ....
ખેતર ખેતર ઝૂરતાં હશે ક્યાંક રે પાણી
ઝૂરતી હશે સારસી કોઈ અજાણી,
વાલોળ વેલો
ધૂળમાં હશે ક્યાંય ઢળેલો—અરમાન ઘેલો!
રાવજી! તારી ત્યાં જ અચાનક ઊતરી આવી યાદ.

કવિતા ઘેલો
આવી જ કોઈ એક સાંજે તું ઘેર આવેલો
ખેતર સમો લથબથ લથબથ....
લથબથ ખેતર ક્યાંક હશેને
ક્યાંક હશે કંકુનો સૂરજ ડૂબ્યો
તારી યાદના બુરજ પાછળ
ઝળહળ ઝળહળ ઝાળ
તવ સ્મૃતિના પાનની તીણી ધાર-
કૈંક કેટલીયે વાર આવી સાંજે-
મરચાં-કઢી-ખીચડીનો તને સ્વાદ
ક્યારેક દાળવડાંનો સ્વાદ
લીધો હતો જે સાથ—તેની યાદ
અખિલ આ બ્રહ્માંડ વચ્ચે તું હોઈશ ક્યાંક
ગેબી આવાજે કોઈ કવિતા વાંચ!

વાંચને ભાઈ!
અરે તારી જેમ જ આ વરસાદ
અટકી ગયો ક્યાંક!
વરસાદ પાછો વરસી જાશે
પણ તું પાછો ક્યાં દેખાશે?
ભર ચોમાસે.......

પંડ-પરિચય બાલ્યકાંડ ☐ પ્રાણજીવન મહેતા

વાગુ વગડો ડોકે તાવીજ બાંધ્યા જંતરમંતર જેવો.
સસલાં જેવું જાય દોડતું મારી આગળ મારી જેવું
વીંટું કેડી પગમાં, લાગે રગમાં ઝાંઝર બાંધ્યા જેવું
સૂડા સૂડા લઈ જા ભાઈ શબ્દો અહીંથી સઘળા મારા
વાવી દે ટેકા વગડા વચ્ચે પછી બાંધીશું સંગાથે ભારા
કાળોતરો હૈ સરપ સરતો લીલી ડાળને ડંખ ભરતો
સાંભળી ગીત ગવાતું કીડી દરમાં ધીમે એ સરસરતો
ઝાકળ મુકુટ પહેરી બેઠાં તરુવર તરણાં દોડો દોડો
પવન ફૂંકતો આવે ત્યાં તો સામેર સૂરજનો વરઘોડો
નદી કિનારે ઊભું આડંબર તરણાં ભેળું તણાઈ આવ્યું
જ્ઞાની ઘુવડ પાસે શીખે અંધકારને કેમ કરીને જોવું
દેરી બાંધી ભભૂત લગાવી બેઠું આકાશ લઈ એકતારો
શબ્દો-અવાજ ઓગળી ચાલ્યા હવે હું અર્પું અહમ્ મારો
વાગું વગડો ડોકે તાવીજ બાંધ્યા જંતરમંતર જેવો.

અછાંદસ હું □ ઇન્દુ પુવાર

દસ વર્ષથી એક બિલકુલ લીલુંછમ સુડોળ કલકલ લિરિકલ વૃક્ષ
હુંને જોયા કરે છે/જાણ્યા કરે છે.
હું ઓડકાર ખાય/લાલચોળ થાય
સિગારેટ પીવે/ગંદી ગંદી ગાળો બોલે
પ્રેમ કરે/પાણી પીવે પણ ઠંડાનો આગ્રહ રાખે
ચા રકાબીમાં જ પીવે/વણાટની અંદર વણાતો જાય
ગૂંચવાતો જાય/ઉકલતો જાય/ખૂલતો જાય

આ બધાની ખબર છે કલકલ લિરિકલ વૃક્ષને છેલ્લાં દસ દસ વરસથી.
સડક પરની બકરીઓ હું–કાકા કેમ છો કહેતી થઈ ગઈ છે
રસ્તાઓ લંબાઈ ગયા છે, નદી નાગણ થઈ ગાઈ રહી છે—
ઊઠોને બળવંત બારણે કોઈ બાળક આવિયો.
બાળક હુંની ચિંતા એક જ છે,
ટોળાં ટબુકલાં થઈ ગયાં છે
મોટરો મારકણી થઈ ગઈ છે
નદીમાં જબરદસ્તીથી પાણી ભરી રાખવામાં આવ્યું છે.
બે નાળવાળી બંદૂક ભરી રાખી છે
ફોડવાની તૈયારીય રાખી છે પણ –
ડહોળાયેલો દરિયો છ ફૂટ એક ઈંચ ઊંચો ઊછળે છે
કિનારે હું ઊભો છે
અતિક્રમી જવો છે આ છ ફૂટ એક ઈંચ ઊંચો ઊછળતો દરિયો
છતાં અવિચળ ઊભો છે આ હું
હિમાલયની કલ્પના ભાવકે કરવી હોય તો છૂટ છે
સામાન્ય મનુષ્ય તરીકે આપણી જિજ્ઞાસા એક છે—
આવો વિચાર કઈ ગલીથી/કઈ નદીથી/કઈ નગરીથી
હું ને મારા આવ્યો રે?

'મારો આ હું મેકસીકન નથી બેઝિકલી
છતાં એ સ્ટાઈલનાં ઘર જોઈ જોઈ
બિલકુલ મેકસીકન થઈ ગયો છે બિચારો'
—પવનથી ડોલતું કલકલ લિરિકલ વૃક્ષ બોલ્યા કરે છે.
તાલબદ્ધ પડતા વરસાદમાં પલળતા હુંને માથે હૂંફાળવો હાથ ફેરવતાં
લિરિકલ હાસ્ય લહેરાવતાં વૃક્ષ હુંને પૂછી બેસે છે —
'બોલ મારા હું તું શું છે?
શાણો છે, શકરો છે કે પછી છે બકરો?
યા ગીત છે, ગઝલ છે કે પછી ઠાલી માલી હઝલ?
આવું આવું શું છે તું? બોલ મારા વ્હાલા હું?'
હું કશું બોલતો નથી, ખાલી હોઠ ફફડે છે
આ ફફડતી ક્રિયાને. કલકલ વહેતી હવા લિરિકલ ભાષા આપે છે—
અછાંદસ છું અછાંદસ છું અછાંદસ છું.

ગઝલ □ હેમેન શાહ

સપનાંઓની દુકાન ચીંધે છે,
કોઈ જ્યારે વિમાન ચીંધે છે.

આ તરફ દરિયો, બાગ ને યુવતી,
પેલી બારી સ્મશાન ચીંધે છે.

ફક્ત હોહા કરે સમસ્યા પર,
કોણ અહીંયા નિદાન ચીંધે છે?

જે ગડી વાળી બાજુ પર મૂકી,
એ ઉદાસી નિશાન ચીંધે છે.

જ્યાં કવિ જીવ્યો ઘોર એકલતા,
પર્યટક એ મકાન ચીંધે છે.

ગઝલ □ હેમેન શાહ

ચહલપહલની રાહ જોઉં છું,
ક્યાં કંઈ હલની રાહ જોઉં છું?

શરમાતા ચહેરા ઉપર હું,
નવી ગઝલની રાહ જોઉં છું.

આંખોને અફળાતા લોકો,
એક શકલની રાહ જોઉં છું

વર્ષાનાં છે વળતાં પાણી,
તે જ અસલની રાહ જોઉં છું.

જે ઝાકળથી સીંચાઈ છે,
હું એ ફસલની રાહ જોઉં છું.

☐ રન્નાદે શાહ

આ હવામાં ક્યાંક તારી ગંધ છે
તું નથી એ પણ સમયનો રંગ છે.
હું શ્વસું કેવળ તને પાગલ થઈ
શ્વાસમાં એથી ધબકતો છંદ છે.

આ પ્રતીક્ષાને મળે લાંબી ક્ષણો
ઓ સમય! બદનામ તારો વંશ છે.
આંખનાં ઝાકળ હવે ક્યાં બેસશે?
પાનખરની ચાલમાં પણ કંપ છે.
ભીડમાં દોડયા કરું છું એકલી
આ વિરહ તારા સુધીનો પંથ છે.

☐ પન્ના નાયક

તું હસે છે
ત્યારે
મારી ભીતર
વિસ્તરતા વૃક્ષની ડાળીઓ હાલે છે
પાંદડાં ગુસપુસ કરે છે
અને
આખા વૃક્ષને ફૂલો આવે છે.

કાવ્યપંક્તિઓ ☐ નવનીત ઉપાધ્યાય

એક કિરણ ભરબપોરે તૂટતા
સૂર્યમાં વિશ્વાસ જેવું ના રહ્યું.

☐

ઘરની માથે ઘર છે એવી શેરી વચ્ચે રે'વું
મારા ઘરને કેમ કરીને જોઈ શકે પારેવું....

કશું યે સયુજા સખાયા જેવું નથી ☐ સુરેશ દલાલ

લીલાંછમ મેદાનની વચ્ચે
નાનકડું બેઠા ઘાટનું
સંતોષી માણસ જેવું
એક મકાન.
એના બંધ દરવાજા
અને ખુલ્લી બારીઓ.
આસપાસના ઘાસમાં
સાપની જેમ લપાઈ છુપાઈને
સરતો પવન.
પવનના ગુપ્ત સ્પર્શથી
દરિયાનાં મોજાંની જેમ
ઊછળતી ઘાસની લીલાશ.
બંધ ઘરની અંદર જઈને
એની શાંતિને ખલેલ પહોંચાડવાનું
મને મન થતું નથી.
અને હું રસ્તા પર
આગળ ને આગળ વધુ છું.
સરોવરની પાસે
એક નાનકડી કેડી.
એ કેડી પર થઈને વહી જતી
બે ઘોડાની એક ગાડી.
સરોવરનાં શાંત પાણીની સ્થિતિ
અને અશ્વની ગતિ
વિરોધમાં પણ
સંવાદિતા પ્રગટાવે છે.
સરોવરનાં ભૂરાં પાણી
આકાશનાં ભૂરાં વાદળ
અને બંને ભૂરાશની પડછે
કથ્થઈ રંગના અશ્વોનાં પ્રતિબિંબ
માત્ર પાણીના વેગને જ નહિ
આખા દૃશ્યને
એક નવી ઝાંય આપે છે.
લીલો ગાલીચો પાથર્યો હોય
એવા હરિયાળા મેદાન પર
થોડાં વૃક્ષો
ગાલીચાની ડિઝાઇન હોય
એમ ઊપસી આવ્યા છે.
રસ્તાની એક બાજુ ઘાસ
ખુલ્લા આકાશ તળે
ચત્તાપાટ થઈને આળોટતા આળોટતા
શ્વાસ લેવાનું મન થાય એવું :
અને રસ્તાની બીજી બાજુ
પથ્થરો પથ્થરો પથ્થરો
નાના-મોટા-ખરબચડા-ખડક જેવા,
શ્વેત આકાશની નીચે
ભેંસની ચામડી જેવા.

☐

આખું ઘર પડી ગયા પછી
કાટમાળ તળેથી
બહાર નીકળીને બચી ગયેલો માણસ
પડી ગયેલા ઘરને જોયા કરે છે,
નહીં દેખાતા
મરી ગયેલા માણસોને જોયા કરે છે,
શૂન્ય આંખે.
હું પણ જોયા કરું છું
એની શૂન્યતા

અને
એના ભાર નીચે દટાતો જાઉં છું.
એમની સાથે
હું પણ કટકે કટકે મરતો જાઉં છું.

ઘર પડે છે ત્યારે
બચી ગયેલો માણસ
ઊભેલો દેખાય છે, એટલું જ
બાકી એ પણ ક્યારનો
પડી ચૂક્યો હોય છે.

બહાર ખૂબ વરસાદ પડે છે
દૂર ઊભેલો હેટ પહેરેલો
એક પુરુષ મને દેખાય છે.

ઓચિંતો વરસાદ થંભી જાય છે
વરસાદનાં બિંદુઓ
એની ન રડી શકતી
આંખની વાત કરતાં કરતાં
ધીમે ધીમે ટપકે છે એની હેટ પરથી

મારા પાણીના ગ્લાસ પાસે

મને કોઈકની તરસનો ચહેરો દેખાય છે.
એક ભાંગેલો પુલ દેખાય છે,
તેય વળી ધુમ્મસથી વીંટળાયેલો
આકાશ પૃથ્વી વાદળ
આ બધાંનું સાયુજ્ય
તસ્વીરમાં દેખાય છે
જીવનમાં તો કશુંયે
सयुजा सखाया જેવું નથી.
રેતીમાં પડી રહેલાં પગલાં

ઝાડ પરથી ખરી ગયેલું પાન
માળામાંથી છૂટું પડી ગયેલું મોતી
મોજાંની થપાટથી તટ પર ફેંકાયેલાં
શંખલાં અને છીપલાં:
ઊખડી પડેલા ઝાડની ડાળીઓમાં
ક્યાંક ભેરવાઈ ગયેલું પંખીનું એક પીછું
આ બધાં મને
વિષાદની કાળી ગલીઓમાં લઈ જાય છે
એવો તે કેવો રસ્તો
કે જે લંબાયા જ કરે
અને જ્યાં કોઈ ન હોય
કે જ્યાં કોઈ વળાંક પણ ન હોય
રસ્તો લંબાય છે
અને શ્વાસ ટૂંકાતો નથી.



પળે પળે
આ દૃશ્યકંપ કેમ થયા કરે છે?
કોણ દટાય છે?
કોણ ઊગરી જાય છે?
કોણ એમનું એમ જ રહે છે?
રંગો કેમ બદલાયા કરે છે?
રંગોની આ રમત પાછળ
કોનો અદૃશ્ય હાથ છે?
બે આંખો ઓછી પડે
એવાં સુંદર દૃશ્યો:
બે આંખો ફોડી નાખવાનું મન થાય
એવાં વિકરાળ દૃશ્યો:
થાય છે આ દૃશ્યોની માયા છોડીને
કોઈક અદૃશ્યમાં ક્યારે સરી પડું?

## ઝૂલણાનુભૂતિ ☐ જયન્ત વસોયા

હીંચકે ઝૂલતાં એક ખટકો થતાં આપમેળે ચડ્યો જીવ ઝોલે
ભાનનો લોપ એવો થયો શું કહું ખુદ ચહું તોય ના ચિત્ત બોલે....

આ ધરા ડોલતી આભ પણ ડોલતું સ્વેદથી સિક્ત હું કંપ છૂટે
માંડ મેં જીરવી એ ઘડી જાતને ગેળગોળા સમા શબ્દ ફૂટે....

છંદના ભેદ હું સાવ ભૂલી ગયો જે સહજ અવતરે તેજ ઝીલું
દોહરા હોય કે ઝૂલણા યા ગઝલ લઈ હવે એકની મ્હેક ખીલું....

આંખને ફૂટતાં પાંખ ભાળું અહો વર્તુળો વિસ્તર્યાં રંગધારી
મધ્યમાં બિંદુ ને બિંદુમાં સાંભળું મત્ત એ મૌનની વાત ન્યારી....

જાળ-જંજાળથી મુક્ત વિહરું બધે દૂરનું લાગતું સાવ પાસે
ખૂબ રાજી થયો દબદબાભેર હું દૃશ્યને પી ગયો એક શ્વાસે....

## તું અને હું ☐ રાજેન્દ્ર શાહ

તારી નજર ફરે બધે ત્યહીં અદીઠ હું;
ક્યાં શોધશે મને? અતીવ છું નજીક હું.

ભૂલી ગયેલ વા સ્મરંત તે વ્યતીત હું;
કોની જુએ તું રાહ? નિત્યનો અતીત હું.

ન્યાળું છું હાવભાવ, સુણું વેણ ઉચ્ચર્યાં,
તારાં હુલાસ-હાયના સમગ્ર ગીત હું.

તું આંગણેથી આવ સદ્ય ગર્ભ-મંદિરે,
આખીય રાત સંગ રંગમાં રમીશ હું.

નિદ્રા ન, સૌખ્યનો તું માણ રે ઉજાગરો,
તારે કપોલ લાલ વર્ણમાં રહીશ હું.

☐ પ્રાણજીવનદાસ મહેતા

કરેણ ફૂલનું કાંડું ઝાલી અમે ફર્યા અહીં સીમ–સીમાડે
પતંગિયાની પાંખે ભૂંસી પડી કરચલી પંડની આડે
વામ ઉંચેરા ઊગ્યા ઘાસમાં રમે રમત અજવાસ અંધારું
વિચારું: પંખી ઊડ્યું લઈ તે તણખલું કે પછી ઘર મારું
વડ વડવાઈએ હીંચ લઉં ત્યાં મન તો ઊડે–ઊડે દરિયે
સોનપરીના દીવાસ્વપ્નની અડખેપડખે ફેરા ફરિયે
ભીલકન્યકા ઊંગર ઊભી જુવે આંગળ પરનાં કુંડાળાં
સીમની સુગંધ ભરીને આજ ત્યાં વાદળીઓ ગૂંથે વરમાળા
બાળક ચહેરા પર છવાયું અહીં આસપાસ અચરજ ઊગે
ત્વચા પર તો ખિસકોલીની વય તરવરતી ક્યાં જઈ પૂગે
તલના ખેતર ભેળી હિલોળા લઈને પળ આ એમ લંબાતી–
બચપણના બોલ શી માટી ચાસમાં કણકણ થઈ ભીંજાતી.
પતંગિયાની પાંખે ભૂંસી પડી કરચલી પંડની આડે
કરેણ ફૂલનું કાંડું ઝાલી અમે ફર્યા અહીં સીમ–સીમાડે.

☐ અરુણ શેવતે ☐ માલા કાપડિયા
(મરાઠી)

અમારા પર કોઈ કવિતા લખે
એવું અમારું ભાગ્ય નથી
ભૂલમાં પણ અમે કવિના
ઘર ઉપરથી જતા નથી
ક્યારેય કોઈએ લખી જ અમારા પર કવિતા
તો અમે તેને અમારા માળામાં
તેનાં ઈંડાં સેવી આપશું.

સાહિત્યમાં આધુનિકતાનાં વલણ-લક્ષણની જાણ સાથે આપણે ત્યાં દુર્ભાગ્યે કેટલાક કવિઓ કૃતક કવિતા કરી રહ્યા છે; ત્યારે આધુનિકતાની જાણ સાથે સદ્‌ભાગ્યે કેટલાક કવિઓ મનપસંદ, નિજીને સાચી કવિતા પણ કરી રહ્યા છે. સાચી કહીએ ત્યારે એવું નહિ કે એ કાચી ન હોય, એટલું જ કે એ પોકળ, બનાવટી ન હોય. આધુનિક કવિતા વિશે છેલ્લા ત્રણેક દાયકામાં જે વિભાવનાઓ પ્રવર્તી તેમને વફાદારીપૂર્વક અનુસરનારા શક્તિશાળી કવિઓ જેમ છે તેમ તેમને નહિ અનુસરીને, કોઈ ને કોઈ પરંપરાને અપનાવીને તેમાં ઉત્તમ કવિતા કરનારા કવિઓ પણ છે. સંવેદનામાં ને રીતિમાં આધુનિક મુદ્રાને વળોટ ન દાખવનારને છતાં પરિચિત સંવેદનનું નવેસર, વૈચિત્ર્યવાળું નિરૂપણ કરનાર જે કેટલાક નવકવિઓ છે તેમાં શ્રી વિનોદ જોશી મોખરે છે.

કવિતામાં સંવેદના પરત્વે આધુનિકતા એટલે હતાશા, મૂલ્યહ્રાસ, વ્યક્તિત્વલોપ, અશ્રદ્ધા, એકલતા, પરાયાપણું—આવું આવું હોય તો શ્રી વિનોદ જોશીની કવિતામાં આધુનિકતા નથી; રીતિ પરત્વે આધુનિકતા એટલે છંદમુક્તિ કે મુક્ત છંદનો આગ્રહ, અત્યંત અંગત ભાષાપ્રયોગ, પ્રતીક, કલ્પન આદિનો આત્યંતિક આગ્રહ ને કંઈક અરૂઢ, ટેડો ઉપયોગ-આવું આવું હોય તો શ્રી વિનોદ જોશીની કવિતામાં આધુનિકતા નથી. આ કવિ તો મોટે ભાગે શૃંગારી ભાવનાં રોમેન્ટિક ગીતો રચે છે, ચુસ્ત સંસ્કૃત વૃત્તોમાં સોનેટ રચે છે ને દુહા-સોરઠા જેવા લોકસાહિત્યમાં પ્રચલિત છંદોમાં ને તળપદી લોકભાષામાં કાવ્યો કરે છે. એમની કૃતિઓની સંવેદન સામગ્રી અપરિચિત ને સાવ 'અંગત' નથી, પરિચિત ને સર્વસાધારણ છે. કવિએ એને મોટે ભાગે ગઈ કાલ સુધી પ્રવર્તતા ને આજે પણ છેક નામશેષ નહિ એવા લોકવ્યવહારના પરિવેશમાં પ્રગટ કરી છે.

પણ આમ કહીએ છીએ ત્યારે તેથી 'પરંતુ'ની રચનાઓની વિશિષ્ટતા-વિશેષતાનો છેદ ઊડી જતો નથી, માત્ર કવિએ સ્વીકારેલી સર્જનની એમની સરહદોનો નિર્દેશ થાય છે. આ સરહદોમાં રહીને શ્રી જોશી જે સર્જે છે તેમાં એમના કવિકર્મની કુશળતા ને અસાધારણતા પ્રતીત થાય છે. સંગ્રહની મોટા ભાગની કૃતિઓ ગીતકૃતિઓ છે ને એમાં એમની કવિચિત્તની અધઝાઝેરી સંપદા ઊતરી છે. આ કૃતિઓ બહુધા મુગ્ધ શૃંગારલીલાનું નિરૂપણ કરે છે. ગીતોનાં નાયક-નાયિકા એકંદરે વિદગ્ધ ને નાગર નહિ, પણ પ્રાકૃત જીવન જીવનાર લોકસમુદાયનાં છે; આધુનિક જીવનના ક્લેશ કોલાહલથી અજ્ઞાન ને અસ્પષ્ટ એવાં મધ્યકાલીન ઢોલ્લા ને ધણ જેવાં છે. એમનાં વાણીવ્યવહારમાં આધુનિક નગરજીવનની છાપ નથી, મધ્યકાલીન ગ્રામજીવનની છાપ છે. શૃંગાર ભાવના પ્રકટીકરણ માટે પ્રયોજેલાં પ્રતીકો, કલ્પનો પણ ઘણાંખરાં લોકજીવનનાં છે. એમાં ચણોઠી છે ને સોપારી છે, એમાં મોજડી, કમખો ને ચૂડી છે, સોનાવાટકડી, લાપસી ને વઘાર આવે છે. આ બધાં સાથે સામાન્ય લોકના અકૃત્રિમ ને અટપટા નહિ એવા હરખ-શોક, આવેશ-આવેગ

આવે છે. આવા પ્રકારનાં ગીતરચનાઓની સગાઈ શોધવા જઈએ તો પગ આગળ તો રમેશ પારેખનાં ગીતો દેખાય, પણ મને 'પરંતુ'નાં ગીતોનું સગપણ જરા આઘે, આગળની પેઢી સાથે દેખાય છે ને વેણીભાઈ પુરોહિતની કૃતિઓનું સ્મરણ થાય છે. થોડાંક અવતરણ આપીને મારા ખ્યાલની પૂર્તિ-પુષ્ટિ કરું:

અમારા મનમાં એવું હતું કે–
આવશે હલકારો
–દિવસનો તારો
–કે વાતનો વણઝારો
ખબરની ખારેકડી દઈ જાશે:
હો રસિયા, અમારા મનમાં. (સહવાસ-પૃ. ૭૩)

○ ○

રાતી રાતી પારેવાંની આંખડી
ઝમકારા લાલ
ચ-ટ-ક ચણોઠી રાતીચોળ
અમને રસ્તામાં રંગ લાગ્યો રાતો જી રાતો.
(સહવાસ–પૃ. ૭૫)

○ ○

જીરાથી છમકારી મોળી છાસ
મારા વાલમજી,
કે આખા ઘરમાં છીંકાછીંક
ને પાદરમાં પૂગ્યો પાસ–મારા વાલમજી. ○
છમકારો તો છોકરમતમાં ચડી ગયો છે છાપરે લોલ,
હલકીફુલકી હવાની ઓઢણી ધમકતી ધારે કાતરે લોલ
ગમતો ગુસ્સો કરી રહ્યા છે સવાદિયા થઈ શ્વાસ–
(આચમન-પૃ. ૫૭)

રચના તરીકામાં, ભાષામાં ને રમતિયાળપણે ભાવને લાડ લડાવવામાં વેણીભાઈ ને વિનોદની Erotic પ્રકારની કૃતિઓમાં ઘણું સામ્ય જોવા મળશે. અહીં સામ્યમાં અનુકરણ જોવાની ટેવવાળા જેવી ટીકા કરે છે તેવી ટીકા કરવાનો જરા જેટલોય ઈરાદો નથી. મારે માત્ર એટલું જ ધ્યાનમાં લાવવું છે કે અમુક પ્રકારના જીવનના ને સાહિત્યના ચિત્ર ઉપર પડેલા ને ચિત્તે સંઘરેલા સંસ્કારો કલામાં કેવું પરિણામ નિપજાવે છે! શ્રી વિનોદ જોશીની કેટલીક કૃતિઓ એના ઉપાડમાં, ભાષાના મરોડમાં ને ભાવમુદ્રામાં લોક-કવિતાની ઘણી નજીક રહે છે. એમાં ભાષાની મીઠાશ, સુસ્વનતા ને નમણાઈ ખાસ ધ્યાન

એવે એવાં છે:

વાંકી તે કેડીને વાંકી મોજડી
વાંકાં રે પગલાંની આ વણઝાર લો... પિયુજી

(પરંતુ-પૃ. ૫)

૦ ૦

ડાબે હાથે ઓરું સાજન લાપસી
જમણે હાથે ચોળું રે કંસાર
હું તો અડધી જાગું ને અડધી ઊંઘમાં...

(પરંતુ-પૃ. ૭)

ક્યારેક લોકગીતના જેવા ઉપાડમાં, ગીતમાં નૃત્યના અંશો પણ ભળે છે ને કૃતિ માત્ર ગેયતા નહિ, અભિનેયતા પણ સાધે છે.

એક કાચી સોપારીનો કટકો રે
એક લીલું લવિંગડીનું પાન
આવજો રે... તમે લાવજો રે... મારા મોંઘા મે'માન.

(પરંતુ-પૃ. ૨)

એક વાત અહીં નોંધવાનું મન થાય છે તે એ કે ગીતોમાં રહેલી એક પ્રકારની હળવાશની, રમતિયાળપણાની, ટીખળ-ઠેકડીની વિશિષ્ટ શક્તિએ કવિને એમની કૃતિઓમાં, ખાસ કરીને શૃંગારભાવની કૃતિઓમાં ઘણું સારું કામ આપ્યું છે.

મને ઝાલી લે ઝાલ, મને ઝીલી લે હાલ્ય
હું તો ઓળઘોળ આજ હતી ગોળગોળ કાલ્ય...

(પરંતુ-પૃ. ૧૮)

૦ ૦

સૂડી વચ્ચે સોપારીને ને સોપારીનો ચૂરો
કાણબાણ માગે ગલગોટો ને
કાણબાણ માગે ગલગોટો ને
કાણબી દે ધતૂરો.

(પરંતુ-પૃ. ૩)

ગીતોની આવીગતમાં કવિ 'કે ભૂલચૂક લેવી દેવી'ને 'ઘણા સમયે કવિના લખતાં' જેવી કૃતિઓ પણ રચે છે. આ કૃતિઓમાં વર્ણ્ય વિષય અભિવ્યક્તિ પ્રપંચમાં પૂરેપૂરી ચારુતાથી, સુભગતાથી ઊતરતો જણાતો નથી. 'કે ભૂલચૂક લેવી દેવી'–માં કવિએ ચિંતન વ્યક્તિનું ઊંચું નિશાન તાક્યું છે પણ હૃદય-સોંસરો ઊતરી જાય એવો લક્ષ્યવેધ થતો નથી.

દરિયામાં ઓળઘોળ ટીપું ને ટીપામાં
ઓળઘોળ દરિયાનો દેશ,
આપણે તો આપણને આપણાંથી છોડીને
આપણને શોધવાનો વેશ;

દરિયો ઢંકાય નહીં, ટીપું દેખાય નહીં
ટીપું દરિયાની વાત એવી, કેવી ?
કે ભૂલચૂક લેવી દેવી.

(પરંતુ-પૃ. ૨૬)

'ઘણા સમયે કવિતા લખતાં'માં ઉપાડની પંક્તિઓમાં કવિને સરસ કલ્પના મળી છે:

કાગળના ધગધગતા રણમાં પડી ઘાસની સળી
જંગલ જેવી એક કલ્પના મળી......

(પરંતુ-પૃ. ૨૭)

પણ પછી જાણે ધીમે ધીમે બધું Vague થતું જાય છે. કલ્પના વધારે પડતી ઉડાઉગીરીમાં બિનઅસરકારક બની જાય છે.

'પરંતુ'માં કવિએ કેટલીક સંસ્કૃત વૃત્તબદ્ધ સોનેટ રચનાઓ આપી છે, જેમાં ભાષાની સંસ્કૃતપ્રચુરતા ને શબ્દોની રવાનુકારિતા તરત ધ્યાન ખેંચે છે. કાવ્યસર્જનની કે શબ્દ પ્રસવની અનુભૂતિ આવા સંસ્કૃત ને રવાનુકારી શબ્દોની ઠઠથી બરાબર પ્રગટ થાય છે ખરી? શબ્દપસંદગીને શબ્દવિન્યાસથી કૃતિમાં ઓજસ્ આવે છે, દીપ્તિ પ્રગટે છે, પણ સાથે સાથે તે વધારે પડતી મુખર બની જતી લાગતી નથી? બન્ને અનુભૂતિઓને જે રીતે આકૃત કરવામાં આવી છે તેમાં કંઈક કૃત્રિમતા-કૃતકતા પણ લાગે છે. 'Ecstasy'માં પણ કવિએ શબ્દ પાસે વધારે પડતી અપેક્ષાઓ રાખી જણાય છે. શબ્દની આવી હર્ષોલ્લાસી લીલાથી 'Ecstasy' માત્ર વર્ણવાય છે, સર્જાતી નથી; કવિ 'Ecstasy'ના ચાળાપાડતા હોય એવું લાગે છે. ભાષાને આમ બેફામ ચગાવવાની ટેવ ન પડી જાય, લઢણ ન પડી જાય તે કવિએ જોવું રહ્યું. 'પરિરંભન'માં હરિણીની ચાલ ક્યાંક ખોડંગાતી ને યતિભંગ ક્લેશકર લાગે છે.

સડકની વચાળે ચત્તીપાટ માંસલ ઘોરતી

o

નજર પ્રસરે ચારે પા, માત્ર ફાનસ ગોખલે.

(પરંતુ-પૃ. ૪૦)

'બાળપણની એક સ્મૃતિ' (પૃ. ૪૧) સંગ્રહની કદાચ, ભાવની ને અભિવ્યક્તિની દૃષ્ટિએ નબળામાં નબળી કૃતિ બની છે. બેનની સોબતને અવલંબીને કવિએ જે

Nostalgia નું નિરૂપણ કર્યું છે તેમાં બંધની ચુસ્તી કે કાવ્યની ચમત્કૃતિ બહુ સધાતી જોવા મળતી નથી.

સંગ્રહની છેલ્લી પાંચ કૃતિઓ ભાવ અને છંદની દૃષ્ટિએ નોંધપાત્રછે. દુહા-સોરઠાના પ્રયોગ પર કવિનું પ્રભુત્વ એમાં પ્રતીત થાય છે એ તો ખરું જ, ઉપરાન્ત એમાં પ્રતીક, કલ્પન, અલંકાર આદિ કાવ્યાંગોની નૂતનતા, તેમની ભાવોચિત પસંદગી ને કૃતિઓને વીંટળાયેલી હળવાશની, ટીખળની હવા આહ્લાદક છે. વિમલી ને વિનિયાની મુગ્ધમધુર લાગણીઓને અહીં કવિ રમતાં રમતાં કવિતાની ઊંચાઈએ લાવી મૂકે છે. જીવ ઝાલ્યો રહેતો નથી એટલે કેટલીક કડીઓ ઉતારીએ:

કૂણા હાથે સાણસી ચૂલા ઉપર ચા
ગાળ્યા પહેલાં આજ હૈયું ભરતું ઘૂંટડા.

o o

વેકૂરીમાં ઘર કર્યાં ને દેદો કૂટયાં હેઈ
જળબંબોળા નાહી અમે નદિયું બાંધી કેડ્યામાં.

o o

તેં તસતસતા કાપડે ટાંકી પૂનમરાત
મારો વજજર હાથ, ચાંદો ગોતે ચેહમાં.

(પરંતુ–પૃ. ૪૨-૪૩-૪૪)

રૂઢ પરંપરાનાં કાવ્યસ્વરૂપોમાં આપણા દેશી રાગ-ઢાળોમાં ને તળપદા ભાષા પ્રપંચમાં શક્તિશાળી કવિ કેવી તાજીતાજી નવીનવી રમણીય રચનાઓ કરી શકે તેનું 'પરંતુ' એક સરસ નિદર્શન છે. કવિતામાં જૂનાં ઓજારો હવે કામનાં રહ્યાં નથી એમ કહેનાર આગળ આ કાવ્યો ધરી. ઓછામાં ઓછું એટલું તો કહેવાય કે ઓજારો ગૌણ છે, પ્રતિભા જ મુખ્ય છે; પ્રતિભાશાળી કવિ જૂનાં ઓજારોને પણ ઘસીને, પાણી પાઈને, ચળકતાં ને ધારદાર બનાવી શકે. શ્રી વિનોદ જોશી એમના એક કાવ્યમાં લખે છે:

આ રઘવાયા હાથનાં ખૂલી ગયાં મેદાન
આંગળિયુમાં આજ અક્ષર ઘોડા ખેલવે.

(પરંતુ-પૃ. ૪૩)

કવિ માટે આપણે ઇચ્છીશું કે એમના હાથનાં મેદાન મોકળાં બને, વિસ્તરતાં રહે ને અક્ષરના ઘોડાના ડાબલાઓ દૂર દૂરના પંથોમાં ગાજી રહે.

૧૭-૭-૧૯૮૫ —જયન્ત પાઠક

ધુમાડો કર્યો ☐ હર્ષદ ત્રિવેદી

તારી સાથેની બધી નિસબતનો ધુમાડો કર્યો
મેં ફરીથી આબરૂ ઇજ્જતનો ધુમાડો કર્યો

કુંડળીની મધ્યમાં સૂર્યાસ્ત જેવું ચીતર્યું
એ રીતે મેં આપણી કિસ્મતનો ધુમાડો કર્યો.

આવ પ્હેલી વાર મેં હિમ્મત કરી, ચાહી તને
આવ છેલ્લી વાર મેં હિમ્મતનો ધુમાડો કર્યો.

કોઈના નામે અનામત શ્વાસ પણ મૂકવા પડે
એ ઘડીએ આવતી લિજ્જતનો ધુમાડો કર્યો.

જાતથી પણ ખાનગી જે કંઈ હતું મારું હતું
એને જો મિલ્કત ગણો, મિલ્કતનો ધુમાડો કર્યો

આ રીતે જાહેરમાં તારા વિશે કહીને ગઝલ,
મેં ફરીથી આબરૂ, ઇજ્જતનો ધુમાડો કર્યો.

☐ મનીષ તન્ના

રાજા, રાણી અને ગુલામને
રંગીન વાઘા સજીને
ઠાઠમાઠથી
ફોટા પડાવતાં જોઉં છું
ત્યારે
થાય છે:
કેવા નિઃસ્વાર્થી છે
પહેલાં દસેદસ પત્તાં!

લયહીન મિલન : ☐ પ્રફુલ્લ પંડ્યા

એક વખત
આ લીલી લીલી વનરાઈઓની વચ્ચે
એના પડછાયાની વચ્ચે
એના તડકાછાંયા વચ્ચે
એના સોનલવર્ણા દિવસોમાં મેં
તને ચૂમવા માટે
કેવું સાત ટીપાં પાણીનું આંખે એક
સરોવર રચીને એમાં
સહજ સહજ તરતું મૂક્યું'તું તારું
ભીનું નામ.......

તારું ભીનું નામ મને
ત્રેપન દરિયાઓ વીંધી
મનની કૈંક દિશાઓ ચીંધી
કેવો હરિતવર્ણો કરતી
તેની એક કથા હું અહીં કહું છું
તેને સુણો સૂણજો બહુ નિકટથી....

હતાં ગાઢ અંધારાં એ તો લાલચોળ અંધારાં
એના તડકાઓ પણ ખૂબ આકરા
અને તરસના એ દિવસોમાં
રણની વચ્ચે
વનની વચ્ચે
મનની વચ્ચે
ભ્રમની વચ્ચે ખૂબ રઝળતો સાવ રઝળતો
સાવ એકલો
પરબપાવડી જેવી ઝીણી
શીતળ શીતળ હૂંફે આપતી
તવ આકૃતિ ભાળું...........

જેવી ઝાંખી ઝાંખી દૃષ્ટિમાં એ આવે
એવી મારી આંખો તો હૈ રાજી રાજી
ઝૂલવા લાગે મનની ભાજી
ભાજી લીલીછમ્મ
અને હૃદય તો વિદુરજીની સંતોષી મુદ્રામાં
તારા ધ્યાનમાં એવું લીન
કે નાચે અંદર ઝાઝા મોર
મોરના ટહુકારે ટહુકારે
ખીલી ઊઠે નિજનો બાગ
બાગની વચ્ચે તુજને મળવાને હું
તલપાપડ થઈ નાચું........

તલપાપડ જે નાચે
એને તારા વિણ કોણ વાંચે ?
તું તો મધુર મધુર હસંતી
મારી પાસે ઊડતી ઊડતી પેલા દૂર દૂરના
પર્વત કૂદી આવી મારી પાસ
કે મુજને પાગલ કરતી વાસ
કે મારો સાત જનમને ભૂલી જઇ ને
તારા શરણે વાસ
હવે હું સ્પર્શ નામની તારી ભીની
હરિયાળીમાં
અંધ બનીને
સર્પ બનીને ઘૂમું........

☐ કરસનદાસ લુહાર

ચરોતર !
હું તારી છાતી પર ઊગેલો તમાકુનો છોડ તો નથી ને !

પાંચ કાવ્યો □ પ્ર. શિ. રેગે □ ધનવિદ્યા મહેતા

'છે' □

અનુરાગ અને રંગ
એમાં હું પૂરેપૂરો નથી;
અંગ અને સંગ
એમાં પણ હું પૂરતો નથી.
પણ એટલું તો કહીશ
(જો કહેવાનું જ, 'છે')
શ્વાસ અને શ્વાસ
એમાં અચાનક છે.

તકિયો □

ક્યારે આમ
તકિયા પરની થઈ
ચાંદની, તડકો?

કેસૂડો □

ઉજ્જડ મેદાન:
કેસૂડા પર એક
સૂર્યનો અંકુર.

એક બહમી ગીત □

ગઈની આગલી રાતે
મેં સાંભળ્યું કે
છોકરી પર લખેલું ગીત
અને ભગવાનનાં ભજનો
બંને સરખાં જ મૂલ્યવાન હોય છે,
કાળની ગણતરીમાં.
અલબત્ત તે ભજનો પણ જો
તેવાં જ
તેટલાં જ સુંદર હોય તો.

નમતાં □

નમતાં જરાક તે
પાણીમાં આમ,
આકાશ જ પાણી
ભૂલી ગયું.

ભારેખમ રામપણું ☐ ભાનુપ્રસાદ પંડ્યા

શ્રાવણમાં સોયરા જેવા
લીલાછમ તૃણને નિહાળું
ને...
ધરાપરે છવાયા ભાસે ચોપાસ
ઘટાદાર કુન્તલ કુન્તલ!
(ઊભરે આખુંય અંતસ્તલ!)
આંગળિયુંને અચાનક ફૂટે અંકુર
બેય બાહુ પહોળા થાય
ફંફોસી રહે કશું આસપાસ
(મળી જાય કદાચ મરાલી ગ્રીવાનો આધાર!)
પણ....
હવામાં વીંઝાઈ નિરાધાર
ઢળે બાજુમાં થઈ નાસીપાસ!
પેલી દર્ભાંકુરની અણી
તાકે તીણુંતીણું મારા ભણી
ઊતરી ઊંડે ઊંડે
રહે ભીતરને ખણી!
સવારે ઘાસ પર ચળકે છે એને
મૌક્તિકો ન કહો, સાકેતવાસીઓ
તમને ચક્ષુ છે?
ત્યાં વીખરાયા મારા અણુયે અણુ!
અરે, કોઈ લઈ લેશો
મારું ભારેખમ રામપણું?!

☐ માલા કાપડિયા

રસ્તો હોય છે કેવળ રસ્તો
જ્યાં સુધી તમારી પાસે
હોય છે પગ
લીલું લીલું ઘાસ
કહે છે કેવી ઝીણી વાત
એ તો પૂછી જુઓ
પક્ષાઘાતથી પીડાતા દરદીને !
એમ જ
શબ્દો હોય છે કેવળ શબ્દો
જ્યાં સુધી તમારી પાસે
હોય છે કાન.
શબ્દોનો સ્પર્શ
શબ્દોનાં રંગ
શબ્દોનાં આકાર
તમે શું જાણો ?
મેં મારી માના હોઠ પર
સ્પર્શ્યું છે મારા નામને,
અને
પછી તો
સંબંધો, વસ્તુઓ, વાતો,
શબ્દોના સ્પંદન
ખીલતા રહ્યાં છે
મારા ટેરવે ટેરવે.
મેં જોયા છે શબ્દોને
એકલા–અટૂલા પડીને
બોલતાઓની દુનિયામાં
અટવાતા....
મેં જોયા છે શબ્દોને
સાંભળતાઓની સૃષ્ટિમાં
ખોઇ નાખતા પોતાનું અસ્તિત્વ
એકથી બીજા સુધી
પહોંચ્યા વિના....
મારી પાસે બે શબ્દો
આવે છે
પતંગિયા બનીને
ખીલે છે
ફૂલો બનીને
સ્પર્શે છે
ભાષા બનીને
શબ્દોનું આ રૂપ
તમે જાણો છો ?

શ્રદ્ધા ☐ રમેશ પટેલ

તારું હોવું અને ન હોવું
જેમ ધોળે દિવસેય
તારાઓ તો
હોય છે જ/છતાં નથી;
છતાં છે !
એમ તારા
અસ્તિત્વ વિશે
હું
આસ્તિક છું/નથી !

## મારે એવું મરણ જોય □ ગુલાબદાસ બ્રોકર

મારે એવું મરણ જોય
કે પાસે તું જ ઊભેલી હોય
મારે એવું મરણ જોય.

દીકરા, ને દીકરાની વહુરો.
ને દીકરી ઊભી રોય

મારી આંખ ફરે ચોપાસ
ને તોય એને જરી ના જોય,

જોય તને બસ એકને
ને તું ત્યાં જ ઊભેલી હોય,
મારે એવું મરણ જોય.

જિંદગી આખી ભેળાં રહ્યાં,ને
ભેળાં લડયાં ને ભેળાં ઝઘડયાં હોય,
તોયે, મરણ આવે ઢૂંકડું ત્યારે
તું જ મને તો જોય,
છોને લડયાં ઝઘડયાં હોય,
છોને કકળ્યાં ઝાંઝુ હોય,
મારે એવું મરણ જોય.

આંખમાં અમી હોય ન કાયમ,
કદી હસે એ, ને રોય
પણ જેની સાથે જિંદગી ગાળી
તેને ભાળતાં ભેગી સ્હોય
જ્યારે મરણ ઢૂંકડું હોય,
મારે એવું મરણ જોય,
મારે એવું મરણ જોય.

## એહસાન □ પતીલ

(તર્ઝ)

આવ્યા વિના પાડ, સપાડા તળે
ઓળખીતા કે અજાણ્યાના,
કોઈનો તે દહાડો કદી વળે
કર્યા વિના કશી
ઉત્તમ ગોઠવણ ?
શોધીને સાફ વાસણ
કોઈને કશું પીરસી
જાહિરમાં અગર છાના ?
એમ ને એમ કશું નહીં મળે
જાણી લ્યો, સભ્યો
સભાઓના,
આખાડાઓના
વયસ્યો !
દામ પહેલાં ચૂકવવાં પડે
રોકડે
થતા, થાનાર કબાડાના :
તેમને જ 'પતીલ' મોટાઈ સાંપડે
હલકાંઓના જે બોલ સાંભળે !

અબે એ કાલિદાસ, સાંભળ.... □ રમેશ પારેખ

હે કવિ કુલગુરુ કાલિદાસ !
ક્યાં ઉજ્જેણી અલ્પરસ તારી
અને ક્યાં રોમરોમે કાવ્ય નીતરની સતત મુંબઈ અમારી
સરજમીં અહીંની અનોખી ને અનોખાં છે હવાપાણી !
અભણ વાવો તો પંડિત નીપજે છે
ને કલમ વાવો તો પેદા થાય એમાંથી કવિઓ
એટલી ફળદ્રુપ માટી છે અહીંની....
ભૂલથી છાંટો અડે જળનો
કે છણછણતો છકે નખશિખ એવો
હાઈલી ઈનફ્લેમેબલ
છે અહીં પ્રત્યેક જણ
એમાં વળી સૌ સૌના અગ્રજ
વારસામાં દઈ ગયેલા છે
મૂતરડીઓ !
અતઃ
ધધડાટ બારેમાસ વર્ષા
ડેઈલી લાખેક ગેલનની થતી બિંધાસ્ત....
આથી મૂત્રના કર્તાને
કો' મંગલ ક્ષણે
નિજ મૂત્રનો એકાદ તો છાંટો કહે-ઊડતો હશે કે નહીં ?
કહે કે, હા.
પછી ?
એ સખ્શ તો
છાંટો અડ્યા ભેળો જ થઈ જાતો કવિ બાકાયદા
(યે ફાયદા !)
નિજ મૂત્રથી છંટાયલા મુંબઈગરા –
– સઘળા કવિ –
કૈં નાર્મદી જોસ્સા વડે

નાભિ તળેથી લાખ ગેલન કાવ્ય ઉર્ફે
પોતપોતાનાં લખે છે 'મેઘદૂતો'
મૂત્રલિપિમાં
મૂતરડીની ધવલ ફરસો ઉપર
તો, 'મેઘદૂત' તારું કઈ વિસાતમાં?



કવિવર કાલિદાસ,
તપાસ તપાસ
હિન્દુસ્તાનની તું હિસ્ટરી કે
આટલા બધા કવિઓ
એકી સાથે
પેદા કદી થયા છે?
આ બધા હરીફો તારા
ધોતિયામાં થઈ જાય આકુળવ્યાકુળ રે....
મૂળજી જેઠા જેવીક મૂછસોતા
શેરી નાકે
વળી વળી ઊભા ઊભા ઊભે પગે તાકે
કોઈ કાપડના તાકા જેવી ભાતીગળ માદાને
(યા માદાના ઇરાદાને) ને–
નખથી પોતાનું નાક ખોતરતાં ખોતરતાં
માદાને કિનારે ક્યાંક લાંગરવા મથે
ઉર્ફે 'નામુંતલ' લખે છે.
માદાને જોતાં જ એના નખથી તે જાંઘ લગી
ઝાલરું વાગે છે એવા
હાઇ સેન્સિટીવિટીવાળા આ આર્ષદ્રષ્ટાઓ...
ફાઇવ સ્ટાર હોટેલોના સપનામાં વસે
પણ રહેવાને માટે રહે
કોઈ કોઈ ચાલીમાં
(કોઈ કહેતાં ચાલીશ હજાર ચુમ્માલીશ લાખ)

તેથી ચાલીદાસ છે.

ચાલીદાસો ચાલે કુલરીતિ અનુસાર અહો!
ચાલીમાંથી ચાલી નીકળે છે (ત્યારે એમ
જાણે મૃગયાને કાજે સિંહ ઢૂવામાંથી નીકળે)
પછી એ ચાલીને છેડે અછડતા થંભી
કોઈ ઝરૂખડે નજરનું તાજું ફૂલ મૂકે
અને 'કુમારસંભવ' તણી શરૂઆત કરે
ત્યાં તો પોતાના જ રેઢિયાળ પગો
તેને ખેંચી જાય
મ્યુનિસિપાલિટીની મોબાઈલ બખોલોમાં....
અવતર્યા છે જેઓ આ અનોખી સરજમીં પર
ઝૂંપડપટીની નાલી પાસે તે પુણ્યાત્માઓને
નાલીદાસ કહે છે.

નાલીદાસોનો નાળસંબંધ સ્વાભાવિક રીતે
ગાલી સાથે હોય છે.

અર્થાત કબીલો તેનો કહેવાય ગાલીદાસ,
ઓ રે ભાઈ, કાલિદાસ....
ચાલી કે નાલીને છોડી
પાલીહિલ પર તેઓ જયારે ચાલ્યા જાય છે
ત્યારે આપોઆપ તેઓ બની જતા પાલીદાસ.

પાલીદાસોમાં બે પંથ :
પહેલો છે તાલી પાડનાર તાલીદાસોનો
ને બીજો---
થાળી ભરીને ખાનાર થાલીદાસોનો
થાલીદાસોમાં જે કોઈ
લાલી ચોપડેલી લેલા પછવાડે લપસિયાં ખાય છે તે
લાલીદાસ
લાલીદાસો મોટે ભાગે ખાલ સૂંઘનારા

ઉર્ફે ખાલીદાસ હોય છે !
–આ બધા જ તારા કુલચંદ્ર અને સૂર્ય છે
એટલે હવે તું હરખાઈ, જા, હે કાલિદાસ....
પ્રાપ્તભાગ્ય મુજબ
આ બમ્બૈયા કવિઓ (ઉર્ફે ચાલીદાસો, નાલીદાસો ગાલીદાસો
પાલીદાસો
લાલીદાસો, ખાલીદાસો) રોજરોજ હુર્રે હુર્રે
શ્રી શ્રી રાજા ભોજની સભા મધ્યે બિરાજે છે.
એક એક કવિ છે રત્ન ભોજ-દરબારનું.



શ્રી શ્રી રાજા ભોજની સભામાં સાલી મજા છે
('ખોપરી'ની રાજમુદ્રા – 'નિરોધ'ની ધજા છે)



શ્રી શ્રી રાજા ભોજની સભામાં, ચાર પૂછ મા–
થાય બૂફે–ડિનરો
કે કૅબરે કવ્વાલી થાય
અનુપ જલોટાઓની પ્રાઇવેટ બેઠકોય,
ને બ્લ્યૂ ફિલ્મોય વળી....
તારા રાજા ભોજે કદી
પંકજ ઉધાસ સાથે
એકે સાંજ ગાળી'તી ?
'સાળી સદ્ધર તો પત્ની અદ્ધર' સમા રૂડારૂડા–
તમાશાની સુંવાળી સુંવાળી મજા માણી'તી ?
રાજા ભોજે કદી કોલગર્લોનો ક જાણ્યો' તો ?
કાકા હાથરસીના હસાયરાઓ કર્યા'તા ?
ટેલિફોન, વીડિયો ને ટ્રેન અને પ્લેન, અહો
અમારા બમ્બૈયાને તો
આ બધું સુલભ છે....

ઉપરાંત બ્રાન્ડી ને મોરારીબાપુ પણ!
લહેકાથી લતા મંગેશકર પણ મળે....
બધું ભરપૂર
રાજા ભોજના પ્રતાપ થકી
ચપટી વગાડતામાં હાજરાહજૂર છે
તેથી તો અમારી આખી બેઅબે ચકચૂર છે
(દિલ્હીયે ના દૂર છે!)
ક્યાંક ભલે ટ્રેઇનોનો ખડૂસલો થાય
ક્યાંક ભલે મકાનોમાં માણસો દબાય
ક્યાંક ભલે હુલ્લડો ને ભૂકંપો ફેલાય
ક્યાંક ભલે–
કવિઓને શું?
એ માત્ર કવિતામાં જીવે
બ્રાન્ડી પીવે
વીજળીના દીવે
માય પરમાણે આપજોગાં કાળાંજોળાં અંગરખાં સીવે
પછી ક્યાંક ભલે ભોપાળોમાં થાય હોનારત
ઇંદિરા ગાંધીઓ ભલે ભલે ગોળીએ વિંધાઈ જાય
ભલે પડે દુકાળો કે મોરબી તણાઈ જાય
આ બધી પંચાત ભલે છાપાંવાળા કરે
એમાં કવિઓને શું?
એ તો રાજા ભોજના છે ખૂબીદાર ખાસદાર
પોતાના રાજાને એ સલામી દે, એ ઓછું છે?
ગુજરાતી ફિલ્મોમાં રોવે, એ શું ઓછું છે?
સકુટુંબ ભેળપુરી ખાય, એ શું ઓછું છે?
દિલ્લગી–બિલ્લગી કરે
સ્રીને ભારે–પગી કરે
માયા આથવગી કરે ગામની એ ઓછું છે?

પ્રતિભાશાળીઓનાં આ લક્ષણ છે, કાલિદાસ....
ડિસ્કોએજ – ડિસ્કોએજ
Sunny Days — Sunny Days!
વીસમી સદી આ પૂરી થાઉં થાઉં થતી
એકવીસમી સદી બા-ખૂબ તશરિફ લાવશે?
બા મુલાહિઝા હો, બા અદબ હો, બા હોશિયાર!
કાલિદાસ, કાલિદાસ!
સાંભળે છે? કાલ તો-
ચંદ્ર પર હનીમૂન માટે સહુ જવાના....



સાલું તારા કાળમાં શું આવું બધું હતું?
એકવીસમી સદીમાં પ્રેમનાય ઇંજેક્શનો
જો જે કોઈ શોધશે!
તારે મોડા જન્મવાની કેટલી જરૂર હતી....
મહાકાવ્યો માટે કેવા પ્લોટો તને સાંપડત,
ફાવી જાત કાલિદાસ, ફાવી જાત! ફાવી જાત!
સુખની ચાવીનો ઝૂડો
હોત તારા હાથમાં.
હેં કાલિદાસ,
કોણે તને કાલિદાસ કહ્યા'તો?
ખાલી હાથે ફર્યો તું ને
મોત આવ્યે મર્યો તું
ને ખાલીખાલી આવ્યો તું ને
ખાલીખાલી ગયો, યાર....
કાલિદાસ નહીં તું તો ખાલીદાસ હતો....*

---

□ ૨૨-૪-૮૫, સોમ. ૨૪-૪-૮૫ બું.

* લખતાં લખતાં અનાયાસ સ્મરણ રહ્યું—અનિલ જોષી વેણીભાઈ પુરોહિત, સુરેશ દલાલ, હરીન્દ્ર દવે, પ્રફુલ્લ, હેમેન, ઉદયન, ચંદ્રકાંત શાહ, સૈફભાઈ, મરીઝ—કષ્ટના ભાગીદારોને

પ્રિય સુરેશભાઈ,

"કવિતા" સળંગ અંક ૧૦૮ (ઓગષ્ટ-'૮૫)માંની શ્રેષ્ઠ કૃતિ મને લાભશંકર ઠાકરની "પ્રક્રિયા" 'મોરપીંછ રંગના ઊનના દડાથી કૂવામાં ઠેલ વીંયાણી સુધીની' લાગી છે. "અવાજને ખોદી શકાતો નથી અને ઊંચકી શકાતું નથી મૌન" એ લાભશંકરભાઈની અને ગુજરાતી કવિતાની એક ઐતિહાસિક રચના છે એ કૃતિની પ્રક્રિયા વધુ ને વધુ સઘન બની નાવીન્ય અને તાજપ સાથે આ રચનામાં વિકસે છે એટલું જ નહીં પણ મોરપીંછનો અવાજ–ઊનના દડા જેવો, બિલાડી વડે રમાતો, પકડાતો, ઉકેલાતો, ગૂંથાતો, આ ક્ષણે અંદર ફરફરતો જે કવિને સતત સંભળાય છે અનુભવાય છે અને ચિત્રાત્મક રીતે અભિવ્યક્ત થયા કરે છે. મોરપીંછના રંગના શબ્દમાંથી લોહીને ઉટારતા આ અવાજમાંથી પ્રકટ થતાં વિશેષ્યને તાકી રહેતી કવિની કાવ્યચેતના અનેક દિશાઓમાં વ્યોમ સુધી– પેરીસથી રોમ સુધી અને કવિના અતીતથી આજ સુધીના શબ્દરોમ સુધી પ્રસરે છે. પણ કૃતિ પ્રક્રિયાની આ વિસ્તરતી ક્ષિતિજોમાં પૂરી થતી નથી. આધુનિક મનુષ્યના જીવનને ઘેરી વળેલી વિષમ પરિસ્થિતિઓના સન્દર્ભો પ્રકટાવતી અને અનુભૂતિને ઘૂંટતી આ પ્રક્રિયા આગળ ને આગળ વધતી રસનિષ્પત્તિ કરાવતી રહે છે–ઠેક કૂવામાં ઠેલ વીંયાણી સુધી.

આમ ગુજરાતી કવિતામાં મોરપીંછનો અવાજ કૂવામાં ઠેલ વીંયાણ સાથે જન્મે છે તેની સુખદ ફલશ્રુતિ સાથે પૂરી થતી આ કવિતામાં ભાષા સાથેની કવિની અનોખી જ નહીં પણ વિરલ એવી નિસ્બત પ્રકટ થતી જોવા મળે છે. આધુનિકતાના નામે છેતરપિંડી કે કાવ્યભ્રાંતિઓને અહીં અવકાશ નથી. ગઈ કાલનો મનુષ્ય તેનું ભવિષ્ય અને ઈતિહાસનો ભાવિ પ્રવાહ જોઈ શકતો હતો. આજે બધું જ તકલાદી બની ગયું છે. આજના મનુષ્યની આ વેદનાથી સભાન એવા આ કવિની "પ્રક્રિયા" કૃતિમાં નીતરતી કલાત્મક અભિક્ષતા ભાવકને રોમરોમ સ્પર્શી જાય છે. જુદા જુદા અર્થ-સંકેતોમાં થતા ક્રમિક કાવ્યાત્મક ફેરફારો ભાવકને આ રચનાની એવી આશ્ચર્યકારી સૃષ્ટિમાં દોરી જાય છે કે જ્યાં બિલકુલ મેટાફિઝિકલ સ્તરેથી આગળ વધતી આ કવિતા ભાવની કવિતા પણ બની રહે છે. કૃતિની આ વિશિષ્ટતા મને દિશાસૂચક લાગે છે. નવકવિઓને પ્રગલ્ભ બની ગુજરાતી કવિતાની કાયાપલટની પ્રક્રિયામાં ઉદ્યત બનવાને પ્રેરતી લાભશંકરભાઈની આ રચના એક ભાવક તરીકે અને એક નવોદિત તરીકે મને સાંગોપાંગ સ્પર્શે છે. શ્રી લાભશંકર ઠાકરને મારા નમ્ર અભિનંદન !

આ અંકમાંની પ્રીતિ સેનગુપ્તા; હર્ષદ ચંદારાણા અને ઉદયન ઠક્કરની રચનાઓ પણ ઉલ્લેખપાત્ર છે એમ કહેતાં મારે અચકાવું જોઈએ નહીં.

આપની કુશળતા ઈચ્છતો

આપનો;

પ્રફુલ્લ પંડયા

ના સપ્રેમ વંદન.

"કવિતા એટલે પંખી વિષેનું ગીત નહીં, પણ પંખીનું ગીત."

# કવિતા

(દ્વૈમાસિક)

તંત્રી: સુરેશ દલાલ
સળંગ અંક: ૧૧૦
વર્ષ ૧૯: અંક ૨: ડિસેંબર ૧૯૮૫
મુખપૃષ્ઠ સજાવટ: દિનેશ દલાલ



લવાજમ: દેશમાં ૩૬ રૂપિયા. પરદેશમાં ૫૫ રૂપિયા. આ અંકના છૂટક ૬ રૂપિયા. બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઓર્ડર/ડ્રાફટથી મોકલવા વિનંતી છે. પત્રવ્યવહારનું સરનામું: જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ ૬૨, મુંબઈ-૧ સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ. સ્ટેટસ પીપલ્સ પ્રેસ, મુંબઈ-૧.

સૂચના:: વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઈનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક-મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ વિભાગ સાથે કરવો.

KAVITA Regd. No. R. N. 16800/67

## મારો દીપ □ નાથાલાલ જોશી

જૂઈ અને ચંપાની સુરભીએ
આંતરભવનમાં સૌરભ સર્જી;
શ્વેત કમળના શુભ્ર દૃશ્યે
અંતરમાં શુચિતા પ્રસરી;
શ્યામલ રાત્રિના ચમકતા તારાઓએ
આંતરઆકાશમાં ઝગમગાટ કર્યો;
વીણાના કર્ણપ્રિય સંગીતે
હૃદયવીણાને ઝંકૃત કરી;
માલતીનાં સુંદર પુષ્પોએ
હત્-પુષ્પને સૌંદર્ય આપ્યું;
શાંત સરોવરને તીરે
આંતરચેતના પ્રશાંત બની;
શું આ બિંબનું પ્રતિબિંબ છે?
ના, પરમનો દ્વૈત-વિલાસ છે.



અહમ્-ગ્રસિત દીપપ્રભા
ધૂંધળી ધૂમાવૃત હતી,
મારું ચિત્ત એની આસપાસ
સતત ચકાવો લેતું હતું;
પ્રભુ, તારા અનુગ્રહથી દૃષ્ટિ ખૂલી,
અસંખ્ય ઝળહળતા દીપોનાં ઝુમ્મરો
તેજનાં મોજાં ફેલાવતાં જોયાં,
મને સાચી નમ્રતા મળી,
મારો દીપ અમ્લાન બન્યો.



# કવિતા

તંત્રી સુરેશ દલાલ

અંક ૧૧૧ ફેબ્રુઆરી ૧૯૮૬

૬ રૂપિયા

જન્મભૂમિ પ્રકાશન

# નવજુવાનને

: સૉનેટ.

ઓ સમે અતાર વ્યોમ આશાલયેં!
. જે દિશા, નભ નવીન તે દાખવે:
... પન રંગ જે, સુરકમાન તે ખીલવે:
વિહંગ, ઉડ ઊડ રે! ઉડન ધન્ય હો તારરાં!

થશે ઉડન પાંખમાં બલ જમા થશે તેટલાં:
દશે દૃગઉદારતા મતિવિકાસ તેવાં બલ:
વિકાસ દિલનાં રતિઝરણ જેમ ઊંડાં વિમલ:
રતિઝરણ જેટલાં કિરણ દિલ ઝીલે આત્મનાં.

ભલે ઉડન માર આ નિયતિ: જ્યોતિ એ ભૂલતાં
દિશાભૂલ ફરીફરી ભ્રમવિષાદમાં તાવશે:
કુસંગતિ ફરીફરી રતિસુધા ય ડૂળાવશે:
જશે કંઈકોં ખોરીમાં કસ બધા ય ઉત્સાહના.

પરન્તુ નિયતિ સ્થિર કર્યું પ્રભોએ હે પાત્રને:
વિહંગ નિયતિસ્થ ઊડ! અપનાવ આનન્ત્યને!

વડોદરા: ૧૪-૬-૧૯૨૯

## બે સૉનેટ □ રામપ્રસાદ શુક્લ

### ૧

ન જાણ્યું સંભાર્યાં; ઉદધિઉરના વૈભવ વળ્યા
ઢળ્યા વાવંટોળે જયમ રચી રહે સ્તંભ અગળા
જળોના જૂથાઓ, સ્મરણનિધિ તારા ખળભળ્યા
પ્રચંડે પ્રસ્ફોટે દ્રવ શું ઊપડ્યા? ભૈરવ છળ્યા!

મને ઓ! ઝંઝાઓ મુરછિત કરે તોય ગરવાં
ભર્યાં ઊંડાણોથી ઊછળી તળનાં મૌક્તિક હવા
નિહાળું (જાગેલી નજર ભડકે) પુંજ ખડક્યા,
અરે! આ શા રાગો જ્વલનગિરિના ભાવ-સડક્યા!

ધકેલ્યો હેલ્લામાં ગગન પલટ્યાં, મેઘ વિખર્યાં,
નવાં સ્પંદો, જુદાં ભુવન, ઝગક્યા તારક નર્યાં,
હલ્યાં, જાગ્યાં જૂનાં પ્રણયશકલોનાં શબ, હવા
હલેતી વ્હેતી થૈ અકળ ગતિ સંજીવન નવાં.

ગણ્યું'તું ભુલાયાં; સ્મરણ ઉબળ્યાં સદ્ય વ્રણમાં,
હણાયાં તે મળ્યાં પ્રણય સ્ફુરણો ભવ્ય ક્ષણમાં.

૨

-તો શાનું અંતિમ મિલન આ પ્રીતિનું ધન્ય પર્વ?

હું આઘેરા વનજનપદે વાસી, મુગ્ધ પ્રવાસી
પામ્યો તારો પરિસર યથા જાહ્નવી તીર્થ કાશી,
માણ્યા-જાણ્યા વિષ-અમૃતના ઘૂંટને પ્રાશીપ્રાશી.
તો છેલ્લું આ મિલન અદકું સોહતું સ્નેહપર્વ.
અંધાર્યું છે ગગન ઘનઘેર્યું મહાકાલ મેઘે
વર્ષી વર્ષી ગિરિ ઉદધિને એક કીધા અમોઘે
જોડાયેલાં જિગર અળગાં થાય શું ગ્રીષ્મ દાવે?
તો તારું આ મિલન મધુરું કોણ કહેશે અધૂરું?
આઘે-પાસે નિજ-પર તમે - હું બધી કાળ લીલા
શેં ભુલાશે દવ દમકતા સ્નેહકપો હઠીલા?
ને વાસંતી મલમલસર્યા વાયરાઓ મદીલ?
તો તારું અંતિમ મિલન આ પ્રીતિનો પૂર્વરાગ,
જેમાં ફોર્યા મનમુકુલના રાગરંગ્યા પરાગ

## પાલવ ભરીને □ ઇંદિરા સંત □ જયા મહેતા

ઝરમર વર્ષા, આકાશ ભરીને.
રૂંવે રૂંવે ઠંડક, પવન ભરીને.
સાંજનો સમય, અંધારું ભરીને.
ટમટમ દીવા, પડછાયા ભરીને.
મૂંગું ઘર. ખંડ ખંડ.
મૂંગું તન. મૂંગું મન.
મૂંગો કોલાહલ. અહીંથી-ત્યાંથી
મંગી તાણુ પાલવ ભરીને.

છ કાવ્યો ☐ અક્ષય જૈન ☐ ગણપતલાલ ઝવેરી
(હિન્દી)

'એશ ટ્રે'

મૂકી જાય છે મારામાં
કોઈ માણસો ચિન્તાઓ
કોઈ માણસો રાખ
કોઈ માણસો સ્ટીમો
કોઈ માણસો મહત્ત્વાકાંક્ષાઓ
કોઈ માણસો
કંઈ પણ નહીં

પ્રારંભ

તૂટેલા શંખ નથી વાગતા
મરેલા પતંગિયાં નથી ઊડતાં
રસ્તો પૂરો થાય છે
પગદંડી શરૂ થાય છે
    ક્યાં સમુદ્ર છે
    ક્યાં ભય છે
    ક્યાં કંઈક છે
    ક્યાં કશું પણ નથી
શૂન્યનો એક છેડો તમે પકડી રાખજો
શૂન્યનો બીજો છેડો હું પકડી રાખીશ.

ભેળસેળ

શું સહન કરીએ ?
દુઃખ પણ હવે
પહેલાંના જેવું નથી રહ્યું !

ભવિષ્ય

વેચવા ઇચ્છું છું.
એક સેકન્ડહેન્ડ ટાઈપરાઈટર
—હપ્તેથી.

ભ્રષ્ટાચાર

સર્પ સભ્ય હતો
નોળિયો સભ્ય હતો
સર્પ અને નોળિયાની લડાઈ કરાવવાવાળા સભ્ય હતા.
સર્પ અને નોળિયાની લડાઈ જોવાવાળા સભ્ય હતા.

ઘડપણ

છેલ્લી ટ્રેન છૂટી જવાનો પસ્તાવો.

મૌસમકી પહલી બર્ફબારી કી ગઝલ ☐ આદિલ મન્સૂરી

સુન્જમિદ શહર બેસદા તન્હા
સર પટકતી ફિરે હવા તન્હા

ફૈલી ફૈલી સી બર્ફ કી ચાદર
સહમે સહમે સે નકશે પા તન્હા

બર્ફ સી બરસે શફર પર શબ ભર
આસમાં રૂઈ ધુન રહા તન્હા

માની કે સાયે સબ નિકલ ભાગે
લફ્ઝ બેચારા રહ ગયા તન્હા

ચારોં જાનિબ સફેદ ખામોશી
બીચમેં સુર્ખ કહકહા તન્હા

રૂહકી આંચ તેઝતર આદિલ
જિસ્મ યખબસ્તા રહ ગયા તન્હા

(સુન્જમિદ–થીજેલુ, બેસદા–નીરવ, નકશે પા–પગલાં, કહકહા–અટ્ટહાસ્ય, યખબસ્તા–થીજેલું.)

કાગળ પર
એક મોટો લાંબો ઊભો ચોરસ
એ ઘર.

તે ચોરસની ઉપરની આડી રેખા પર
બે સમાન ત્રાંસી રેખાઓથી એક
ઠીંગણો એવો ત્રિકોણ. એ ઘરનું છાપરું.

તે ચોરસની નીચેની આડી રેખા પર
બંને બાજુએ ઠીકઠીક જગા છોડીને
વચ્ચેની રેખા નીચે એટલી જ સમાંતર ત્રણ-ચાર
રેખા. તે ઘરનાં પગથિયાં.

તે ચોરસની એ વચલી રેખા પર એક નાનકડો
લાંબો ઊભો ચોરસ
એ ઘરનું બારણું.

બારણામાં એકદમ એક ઢીંગલી
ગોરી ગોરી.
ઓળેલા કાળા ચકચકીત વાળવાળી.

કપાળ પર ચંદ્રકોર નાકમાં નથ.
કાનમાં છેલકડી.
ડોકભર દાગીના.
હાથભર બંગડીઓ.
પીળી લાલ સાડી ચોળી.
ખોસેલો પાલવ.

તેની કાળીભમ્મર મોટી મોટી આંખો
જરા બાજુની ઊંચી નાળિયેરીની પેલી બાજુ
ત્રણ ડુંગરોની પાછળ, પેલી તરફ....આકાશભર
પાંચ-સાત પક્ષી પર.

તેમની પાછળ રેખા ને રંગ, પાંખ હલાવતા
ગાલ્યા ગયેલા
કાગળની બહાર અહીં
હું સ્તબ્ધ.
બધું જ ગુમાવીને.
આંખમાં એક ટીપું લઈને.

આચ-ર મુલ્ય □ પતીલ
(મુ દસ)
૧
જેનાં જેવાં દીસે છે આચરણ
    હોય છે તેની લાયકાત તેવી;
કરે છે કોઈ અધિકાર ધારણ,
    લેતા કો લોકનાયકી સેવી:
        કોઈ ખિદમતથી બહાલ છે
        તો કોઈ ઇજ્જતથી નિહાલ છે.
૨
જેની જેટલી હોતી ખપત
        ભાવ તેનો તેટલો પૂછાય;
હોય છે વિશેષ જેની અછત
એટલી વિશેષ કિંમત અંકાય.
        મળે ઉધાર તાલેવનોને
        રોકડેથી લાચાર જનોને.
૩
પોશાક ઊંચો યા સાધારણ
        કામમાં ન આવતો જણાતો;
હોય જેની કને ભલામણ
        તેનો જ કશો બોલ રખાતો
            પછી જ્યારે પોલ ઊઘડે,
            ત્યારે "પતીલ" ભાગવું પડે.

આંતર્વિશ્વ ☐ પ્રીતિ સેનગુપ્તા

અહો ! જ્યાંથી સૂર્યો લખ કિરણના દીપ્ત કરથી
મહાનંદે સ્પર્શે, ગગન વિહરે મુક્ત મલયે
વિહંગોનાં વૃંદો, સહજ મધુરું વૃન્ત પરથી
હસી પુષ્પો રાચે, સમય વિકસે હર્ષ-વલયે—

શરૂ ત્યાંથી વિશ્વો, જગત સઘળાં ત્યાં જ મનનાં.
નહીં આ તથ્યે થી નિજ સભરતા સાર્થક થતી.
રહસ્યો, ગૂઢાર્થો, અવિદિત કશું ના-ન છલના.
ખરે, દૈવી ભાષા અકળ નવ રૂપે વિલસતી.

હશે પશ્ચિમે કે અભિમુખ હશે પૂર્વ દિક એ
(નમે વરુણે કે ઉદયગિરિ પ્રાંતે અધિક એ)-
થઈ 'કેન્દ્રીભૂ ક્યાં મમ સરલ અસ્તિત્વ-ગરિમા ?
કઈ ગોત્રા સાચી ? યત્ જીવનનો સત્ય મહિમા ?

અસામાન્યે જાણે સ્થિત અખિલ વિશ્વો પૃથક શાં,
દિશા કે દેશોની અવધિ પરના સૃષ્ટિ-પટ શાં.

ખબર નથી ☐ ઇંદિરા સંત ☐ જયા મહેતા

કેટલાયે દિવસોથી દેખાયો નથી.
ક્યાંક ગયો હતો કે શું ? એક પરિચય
કેટલાયે દિવસોથી મળી નથી
ભૂલી ગઈ કે શું ? એક સ્નેહ.

ક્યાં ગઈ હતી, ખબર નથી.
ભૂલી ગઈ કે શું, તે પણ ખબર નથી.
હું જ
મને કેટલાયે દિવસોથી મળી નથી.
દેખાઈ પણ નથી.

તેમની પાછળ રેખા ને રંગ, પાંખ હલાવતા
ગાલ્યા ગયેલા
કાગળની બહાર અહીં
હું સ્તબ્ધ.
બધું જ ગુમાવીને.
આંખમાં એક ટીપું લઈને.

આચાર મુલ્ય ☐ પતીલ
(મુ દ્દ સ)
૧
જેનાં જેવાં દીસે છે આચરણ
હોય છે તેની લાયકાત તેવી;
કરે છે કોઈ અધિકાર ધારણ,
લેતા કો લોકનાયકી સેવી:
કોઈ ખિદમતથી બહાલ છે
તો કોઈ ઇજ્જતથી નિહાલ છે.
૨
જેની જેટલી હોતી ખપત
ભાવ તેનો તેટલો પૃછાય;
હોય છે વિશેષ જેની અછત
એટલી વિશેષ કિંમત અંકાય.
મળે ઉધાર તાલેવનોને
રોકડેથી લાચાર જનોને.
૩
પોશાક ઊંચો યા સાધારણ
કામમાં ન આવતો જણાતો;
હોય જેની કને ભલામણ
તેનો જ કશો બોલ રખાતો
પછી જ્યારે પોલ ઉઘડે,
ત્યારે "પતીલ" ભાગવું પડે.

આંતર્વિશ્વ □ પ્રીતિ સેનગુપ્તા

અહો ! જ્યાંથી સૂર્યો લખ કિરણના દીપ્ત કરથી
મહાનંદે સ્પર્શે, ગગન વિહરે મુક્ત મલયે
વિહંગોનાં વૃંદો, સહજ મધુરું વૃત્ત પરથી
હસી પુષ્પો રાચે, સમય વિકસે હર્ષ–વલયે—

શરૂ ત્યાંથી વિશ્વો, જગત સઘળાં ત્યાં જ મનનાં.
નકી આ તથ્યેથી નિજ સભરતા સાર્થક થતી.
રહસ્યો, ગૂઢાર્થો, અવિદિત કશું ના–ન છલના.
ખરે, દૈવી ભાષા અકળ નવ રૂપે વિલસતી.

હશે પશ્ચિમે કે અભિમુખ હશે પૂર્વ દિક એ
( નમે વરુણે કે ઉદયગિરિ પ્રાંતે અધિક એ )–
થઈ 'કેન્દ્રીભૂ ક્યાં મમ સરલ અસ્તિત્વ–ગરિમા ?
કઈ ગોત્રા સાચી ? યત્ જીવનનો સત્ય મહિમા ?

અસામાન્યે જાણે સ્થિત અખિલ વિશ્વો પૃથક શાં,
દિશા કે દેશોની અવધિ પરના સૃષ્ટિ–પટ શાં.

ખબર નથી □ ઈંદિરા સંત □ જયા મહેતા

કેટલાયે દિવસોથી દેખાયો નથી.
ક્યાંક ગયો હતો કે શું ? એક પરિચય
કેટલાયે દિવસોથી મળી નથી
ભૂલી ગઈ કે શું ? એક સ્નેહ.

ક્યાં ગઈ હતી, ખબર નથી.
ભૂલી ગઈ કે શું, તે પણ ખબર નથી.
હું જ
મને કેટલાયે દિવસોથી મળી નથી.
દેખાઈ પણ નથી.

પૂછવું છે ☐ દેવ ચૌહાણ

સૂર્યને ગોગલ્સ પહેરાવી,
મારે તેને,
પૂછવું છે....કે–
તને આ........
સૃષ્ટિ કેવી દેખાય છે ?

મૃત્યુ ☐ કીર્તિકુમાર પંડયા

છંદમાં યતિ એમ જીવનમાં મૃત્યુ!

આવાહન ☐ સુધાંશુ
(ભજન-ગીત)

નહીં નાવ કે નહીં છે સુકાન
    નહીં શઢ કે કો છે સાધન;
નહીં નીર ક્યાંયે, સ્થિર દૂર જાય એ
    શબ્દ વાણીના નહીં વાહન;
        આવ્યા મને તરંગ આઘાના આવાહન રે!

હોય હલેસાં તો સહુ કોઈ સ્હેલે
    અદીઠ દિશાના લયે અવગાહન
ખાલી હાથ ને બાથ મેʼરમ* શું,
    પાણ એક પરિવાહન
    આવ્યા મને તરંગ આઘાના આવાહન રે!
એક સૂર જે નહીં આ સૃજનનો
    શબ્દધ્વનિ એનો પર બાવન;
એની ત્રાટીનો ત્રાપો મળિયો
    તરવ્યું ડોલન્ત આસન
    આવ્યા મને તરંગ આઘાના આવાહન રે!

---

* (મેʼરમ–મેરામણ–સમુદ્ર)

બે ગીત □ જયન્ત પાઠક

૧. કોડિયું

કોરું કુંવારું મારું કરકરતું કોડિયું
ને પૂર્યું છલોછલ તેલ;
ભીની તે વાટ એની વાટ જુએ વચાળે
અગની પ્રગટાવ અલબેલ!

અજવાળું અજવાળું અંદર ને બ્હાર
મારી ઝબકારે અંજાતી આંખ;
પળમાં અંકાશ મારે પળમાં પાતાળ
ક્યાંક પડખામાં ફૂટી છે પાંખ!

કોરા તે કોડિયાની ભીની ભીંતોએ
કર્યાં ચિતરામણ છાયા ને તેજનાં
અરધાં છતરાયાં મારે અરધાં છૂપેલ
રૂપ ઝળતી તે માટીના હેજનાં

૨. ભલાજીને આડકતરું કહેણ

ભલાજી તમે આયા તે ના-આયા જેવું:
શમણાંનું સુખ આંખ ઊઘડયે અલોપ
પછી જાગ્યાં કે એવું ને એવું!

રમણામાં રાત બધી વીતી ને જોઉં તો
સળ ના પડેલ એક સેજને!
તરતાં તરબોળ અંગ અત્તર અંઘોળ
પછી ભાળું હડતાઈ ગયા હેજને।
લીધું-દીધું તે બધું કોક જાણે
જીવતરને જાગતાં ના લેવું કે દેવું!

વાતો કરી તે બધી વરણાગી રાત
પછી ચણુચણતી ચુપકીદી દહાડે;
ચૂંટી ખણી ને કીધો ચિસકારો એનું
કોઈ નામોનિશાન તો બતાડે!
લાગે ભલાજી એક ભવમાં આ
આયખાને બીજો ભવ કરવાના જેવું!

વહેલી સવારે ☐ કિશોરસિંહ સોલંકી

વહેલી સવારે
ઉન્નત મસ્તકે ફણીધર ડોલે
ફેણુ ફૂંફાડે
રાફડામાં અંધારું
સળવળે
થરથરે
ભીનાછમ્મ શિખર પર થતો થનગનાટ
ઝાકળ ભીના ઘાસમાં પગલાં પાડતો પવન
મને લઈ જાય
આછી આછી પરિચિત
નદીઓના સંગમ પર
સંગમ પર હોડીઓનો કાફલો
કાફલા વચોવચ હું
હણુહણું
મારા હણુહણુંટને ખોબે ખોબે પીતી
રૂપમતીના સાગરમાં ભરતી આવે
ભરતીનાં મોજાંમાં અફળાતો
પછડાતો ચાંદો
હળવે હળવે
અંધારાના રાફડામાં ઢબૂરાઈ જાય
ત્યારે સાગરમાં આવે ઓટ
વહેલી સવારે.

ઉનાળો ☐ સતીશચંદ્ર ધામી
(લઘુકાવ્ય)

તડકો ચઢી ગળા પર;
ચોકી કરે તરસની.

પાથરણું ☐ મુકુંદરાય પરાશર્ય

હવે આ પાથરણું સંકેલું,
એ કામ પ્હેલું ને છેલ્લું. હવે–.
દીનાનાથે દીધેલું મજબૂત સરસ વણેલું,
માતપિતા ગુરુએ સંભળી શુચિરંગે રંગેલું, હવે–.

બગડે ના એ કાજ યથામતિ બનતું સર્વ કરેલું,
હજાર આવી હવા ગઈ, ન અસર કશી જ કરેલું, હવે–.
સુહૃદ સંત જ્ઞાની ભક્તોએ પાવન નિત્ય કરેલું,
વારંવાર માધવનાં કોમળ પદચિહ્નને પુલકેલું, હવે–.

માધવની વનમાળા કેસર અગરૂ સુગંધ ભરેલું,
ઝટ સંકેલું પાથરણું એ સહજ ધન્ય થયેલું. હવે–.

પ્રશ્નોત્તર ☐ મુકુંદરાય પરાશર્ય

પીળા એક જ પાન, પાનખરમાં તું કાં હજી ના ખર્યું !
જેની સંગ સુખે ગયું વય ન તે એકેકય બાકી રહ્યું.
તાજાં કૂંપળ ઊજળાં રતુમડાં શાખાગ્રમાં ફૂટતાં,
વચ્ચે એક જ તું રહ્યું ફફડતું, લેશે નથી શોભતું.

ઉત્તર ☐ મુકુંદરાય પરાશર્ય

મારી દૃષ્ટિ કહું, મને નિજ ગણી જ્યારે તમે કૈં કહ્યું,
છે ના લેશે બચાવ, ભિન્ન મતિના સંસારમાં છે સહુ.
જાત, જન્મ, ઉછેર ને અનુભવે જેવી ઘડાતી મતિ
વર્તું તે વિધ સર્વ સંગ સુખથી, બીજી નથી કો' ગતિ.

કાવ્ય ☐ રમેશ પટેલ

કવિના
ઘરની જડતી લેતાં
શબ્દકોશ બહારના
શબ્દો જડ્યા !

તટસ્થ ☐ ઈંદિરા સંત ☐ જયા મહેતા

બારણાના મજબૂત ચોકઠાને અઢેલીને હું
જોતી ઊભી હોઉં છુ
એક એક જીવનનું પાન ખરતું....
એકદમ તટસ્થ.

સ્મરણો સતાવતાં નથી, આંખો બળતી નથી.
ક્યાંય કશું પહોંચતું જ નથી.
સંપૂર્ણ સુખથી સુસ્ત થયું હશે. સતત
ફુભાતા જતા દુઃખથી રીઢું થયું હશે.
સંવેદનાઓ જ ખોટી પડી ગઈ હશે કે
વરસાદ–પાણીના રેલા જાય તેવું જ આ
લાગતું હશે?

કાંઈ જ સમજાતું ન હોય એમ હું એક એક
ખરતું પાન જોતી ઊભી છું.
એકદમ તટસ્થ.

બે તાન્કા કાવ્યો ☐ ગોવિંદ દરદ

૧.

શહેર બનતું
કક્કુંચુંઅસ્ત : થાય
શાંત ધમાલ,
બારી-બારણાં બંધ,
ચકલી રડયા કરે!

૨.

એન્ટીના પર
ટોળું પંખીનું : જુવે;
લોક કાપતા
ઝાડ ને....ને પંખીઓ
ફફડે ફડફડ.

એક સ્વતંત્ર, લોકતાંત્રિક રાજયમાં
બંધારણ હોય–રાષ્ટ્ર કે રાજયનું આવરણ હોય
એવું
તેલીગલીને નાકે
ખુલ્લા રસ્તા પર
ટૂંટિયું વાળીને પડી રહેતી
રવિની બેભાન માને કોણ સમજાવે?
એ તો જાણે છે
કે
એક દશ વર્ષના બાળકને
દૂધને બદલે દારૂ પાઈએ
તો ભૂખ્યાપેટે
એ શાંતિથી સૂઈ તો રહે જ.
એ એમ પણ જાણે છે
કે
જો દારૂ 'યોગ્ય' સ્થળે એ પહોંચાડશે
તો બેસુદ મિયાં એને "સુખી
સુખી" કરી દેશે!
આ રવિની માને તો તમે
ઓળખે જ છો ને?
—કયારેક
જેને "લટિયે લટિયે લીખ" છે
એવી કોઈ યુવાન વૃદ્ધાને માર્ગની
બરોબ્બર વચ્ચે તમે જોઈ છે?
હા, એ જ છે આ રવિની મા.
મહાત્મા ગાંધીથી રાજીવ ગાંધી સુધી
કોઈ પણ "ગાંધી"નું નામ એણે
સાંભળ્યું નથી

એ જાણે છે
કે મેમુદ મિયાંના રાજ્યમાં
મેમુદ બ્રાન્ડ 'કન્ટ્રી'ની એક બાટલી માત્ર
એને સ્વર્ગની છેક અંદર પહોંચાડી શકશે
AND, IT IS NO PURGATORIO, MY FRIENDS!
રવિની માનું તો સ્વર્ગ જ રવિ !
રવિ છેય પાછો રવિરાજ
રવિ પતંગ ચગાવે તો સૌનો માંજો એ કાપે
ભમ્મરડામાં તો
    ભલભલા મહારથીનેય એ ઉથાપે
રવિ સાયકલ ચલાવે
    તો હિમાલયની રેલીના સ્ટારોય એને માપે
અને એથી જ તો રવિ
    સારી તેલીગલીને તાપે.
તેલીગલીનો અણમાનીતો એ રાજા છે, રાજા.
"એય રવિ,
    કોનાં પ્હેર્યાં છે કોરાંકટ્ટ આ કપડાં?"
"પેલેસ હોટેલ કે અરબ મુસાફિરોંકી મહેરબાની હૈ, સા'બ!"
"સાલ્લા, આ નવ્વાનકકોર બૂટ મંદિરમાંથી મારી લાવ્યો કે શું?"
"સા'બ, તેવ્હા તુમચે ભગવાન ઝોપલે હોતે."
"હેં, કાઇઇ.... સાંગતાત?"
"સા'બ, તમારા આ પૂજારીજી આમ છે તો ખાસ્સા પાક્કા પણ,
મારી માની મૂક 'સેવા'નો દીધો છે એમણે આ પ્રસાદ!"

બીજાનો ડર ☐ શ્રીકાંત વર્મા ☐ તુષાર ગાલા

કોઈ મારી પાસે બેઠું છે
પણ દેખાતું નથી.
જેમ હું
પુસ્તક વાંચુ છું
તેમ જ એ પણ!

કોઈ મારી પથારી પર
આવીને
સૂઈ ગયું છે.

કોઈ મારો ભાર
પોતાના
ખભા પર
લઈ ગયું છે.

કોઈ મારી સાથે
કપડાં
બદલી રહ્યું છે.

કોઈ મારા ચરણે
ચાલી રહ્યું છે.

કોઈ મારાથી નારાજ થઈ રિસાયું છે
જે દેખાતું નથી.

કોઈ મને મારું
પ્રત્યેક કામ
કરતાં
જોઈ રહ્યું છે.

કોઈ મને કામ
પૂર્ણ થવાની

સરહદ પર ઊભા
જોઈ રહ્યું છે.

કોઈ મારી ઘડિયાળને
પોતાના કાંડામાં
અનુભવી
રહ્યું છે.

કાયર ! દેખાતું નથી
મારી આસપાસ
ક્યાંક છુપાઈ ગયું છે
મારાથી
ડરે છે.

☐ સુરેશ દલાલ

આ તો છે કેવળ ઝાડની ડાળીઓ
નહીં બારણાં નહીં આગળા
રોકી શકે કેમ
ઝંઝાવાતને આવતા ?

મિથ્યા દ્વિભંગ ☐ સુંદરજી બેટાઈ

હું પંખી,
હું નિત્ય આકાશ ઝંખી :
આકાશમાં શેં ન જવું જ ઓગળી ?

આકાશ તું,
નિત્ય જ પંખઝંખી :
તું પંખ માંહે જ જતું જ પીગળી !
શું પંખ ? આકાશ શું ?–એક રંગ !
ના પંખ–આકાશ મિથ્યા–દ્વિભંગ ?
અભંગ સર્વત્ર ન એક રંગ ?

એક કાવ્ય ☐ મેઘનાદ હ. ભટ્ટ

(૨જી નવેમ્બર ૧૯૮૫)

અઢી દાયકાનું આરોહ –

– ણ

આરોહ – અવરોહ
ગતિ – અગતિ

સ્થગિત જળની ચંચલ મતિ
રતિમાં વિરતિ – વિરતિમાંય રતિ
રાગ – અનુરાગ – વિરાગ – વિતરા ...ગ
એય એક રાગ

તંબુરાના તાર ક્યારેક તૂટયા
'રે તોય આંગળીઓએ તાર–સ્પર્શે હલ્યા જ કર્યું
સંગીત વહ્યા કર્યું – વાદ્યને પણ રહ્યું ના કશુંય માન – ભાન
નર્યાં નરવા સ્વરૂપે પ્રગટવા માટે પણ
હરવા – વરવા સ્વરૂપે પ્રગટવાનું લખ્યું હશે શું ભાગ્યમાં ?
'રે....
તોય ! શ્યામલ ખડકને ચીરીનેય ઊગી ગયું
લીલું, હરિત કોમલ તૃણ ?
(ખડકના અણુમાં જીવી ગયું તરલ તૃણનું પણ ?)
રાતરાણીના સુરભિત સામ્રાજ્યને
સવારના તડકામાં સાચવી લેવા
રાતની રાહ જોવાનું લખ્યું હશે શું ભાગ્યમાં ?
પ્રેમ ? (અઢી અખ્ખરની એ માયા ?)
– એની પ્રાપ્તિ માટે પણ ઝઘડવાનું ?
નિર્ભ્રાંત થઈ જીવી જવાનો
એ જ તો મળ્યો આપણને એક માત્ર કીમિયો.
સંઘ આપણો કાશીએ ?

તરસ્યા હરણે મૃગજળમાં દીઠું સ્થળ?
— જળ મૃગજળમાં?

ગિરિકંદરાને પેલે પાર પ્રકાશ?—
— કે, આભાસ માત્ર એ પ્રકાશપૂંજનો?
આ પંથ, આ કેડી, આ અવિરત યાત્રા
એ જ કાશી, એ જ મદીના, એ જ તો આપણું મક્કા
જે પંથ પર કોતર્યા આપણે
પ્રણયના કક્કા
એ જ પંથ પર કોતરી દઈએ
અંતરંગના
હવે આપણે ક્ષુભિત મક્તા.

એક થઈ દ્વંદ્વાતીત થવા માટે
સ્થળ અને સમય સાથે
લડી લઈએ એકી સાથે, ચાલ—
—પ્હોંચી જઈએ દૂર....ર
દૂ....ર જ્યાં થતું બધું એકાકાર,
ચાલ.

પ્રશ્નો?—
ભલે પ્રશ્નો પ્રશ્નો રહેતા
ક્યારેય ન મળે
તે ઉત્તરો
શેં શોધવા?

પ્રશ્નોના જંગલમાં પ્રશ્નો થઈ જીવ્યા કરીએ
ચાલને....પ્રશ્નાર્થચિહ્નને બનાવી દઈએ
આપણું
એક માત્ર વિરામચિહ્ન
ક્યારેક જે સંભળાયે છે શંખઘોષો.......
.......ઘંટનાદો

ત્યાં જ તો જવું છે આપણે
અમૂર્ત એ સૂરો સાથે
રહ્યા કરીએ
ફર્યા કરીએ
વહ્યા કરીએ
ચાલને....
વ.......હ્યા કરીએ.

આકળનાં પાંચસાત ટીપાં □ હર્ષદ ચંદારાણા

આખીયે રાત તને કહેવાની વાત મેં ખોલ્યે રાખી તો થયાં
આકળનાં પાંચસાત ટીપાં

હોઠે જો હોત એ પંખીનું ગીત થઈ છોડી હું દેત એને
ફળિયાની ડાળના માળામાં
પગની જો થાત એ રણઝણતી ઝાંઝરી મૂકી હું દેત એને
સત્તરમા ઓરડે તાળામાં
અરે આંખોથી, ખોબાથી, ફૂલોથી, પાનોથી; કેમે સચવાય ના
આ આકળનાં પાંચસાત ટીપાં
આખીયે રાત.......

પ્હેલું કિરણ જ્યાં સોયની અણી થઈ સૂરજનું ખૂંપ્યું તો
ફૂટયા કાળાડિબાંગ પરપોટા
બીજું કિરણ જ્યાં ટીપાને સ્પર્શ્યું ત્યાં ટીપામાં પડી ગયા
જળનાય કારમા તોટા
મારા બોલ્યાનો નાદ, તને કહેવાની વાત ને અંધારી રાત–
–થયા દિવસ જેવા જ ખાલીપા.
આખીયે રાત................

અર્પણ : ગાયક-દંપતી ગીતા અને સંજીવ મુનશીને

અજવાળું લોલ ☐ પાર્થ મહાબાહુ

અંધારું પેલી પાર અંધારું
કાંખમાં જ અજવાળું લોલ........

ઘેરો ઘનઘોર ઘોષ
ઊછળે ડિબાંગ ધોધ
જંગલ જર્જર, જરાક
નખમાં મંડાય શોધ
અણધાર્યું વહે પૂર અણધાર્યું
પાંપણમાં રૂપાળું લોલ.......

આંખો અંજાય કાંઈ
નજરું અંજાય નહીં
કાળી સુમસાણ રાત
કેમ ખંડાય નહીં
શણગારું રોજ રોજ શણગારું
કીકીમાં પરવાળું લોલ........

ગઝલ ☐ મેઘબિંદુ

ભૂલી ગયા છે એ મને એનો જ રંજ છે,
માની રહ્યો તો જેમની સાથે સંબંધ છે.

ઊડયા કરો છો આપ પણ ના પ્હોંચશો કદી.
સંબંધ તો આકાશ છે એ તો અનંત છે.

કોનો ભરોસો રાખીએ સમજાય ના હવે
મેં આંસુઓ ને સ્મિતમાં જોયા પ્રપંચ છે.

માફક હજુયે આવ્યો નથી કોઈ પણ મને
મારા જીવનનો એટલે તો એક રંગ છે.

બાકી બધું તો ઠીક પણ રહેવા દીધો મને
જીવી શકયો સ્વમાનથી એનો ઉમંગ છે.

## તારી યાદ ☐ ઉશનસ્

આજે પાછી તું અચાનક યાદ આવી ગઈ;
આવું ક્યારેક ક્યારેક થઈ આવે છે મને;
– તને ?

જોકે એનો કશોય નવેસરનો અર્થ નથી,
બન્ને બાજુનાં દૂધિયાં ડીંટાં
હવે દૂઝતાં બંધ,
વાત બધી પાર પડી ગઈ છે;
તોય રહી રહીને આવું થઈ આવે છે મને;
– તને ?

અહો, એ દિવસો, નસનસમાં કેવી રણઝણ !
કેવું હતું એ બધું ! કેવી અસાધારણ ક્ષણ !
જોકે નવેસર કે અનુસંધાનમાં
કશુંય કરવાનો ઉત્સાહ હવે નથી રહ્યો મને,
– તને ?

હું જાણું છું : બધું જ પૂરું થઈ ગયું છે,
જ્યાં આપણે એકબીજાને છોડીને
નીકળી ચાલ્યાં હતાં ત્યાં જ તે
માત્ર પૂરું જ થઈ ગયું ન્હોતું,
કશુંક પૂર્ણત્વ પણ પામ્યું હતું;
મને તો એવું લાગે છે,
– તને ?

☐ પુનિત

શ્વાસમાં એક રણ ઊભું થઈ ગયું,
દેહ ખાલીખમ્મ વધેલો ફેંકવાનો છે.
આ નગરની બંધ બારી બારણાંને ભીંત પર-
સાવ નબળા અર્થને સંવેદવાનો છે !

## अवितथं गणितम्

(गुजराती काव्यम्)

☐ सुंदरजी बेटाई

☐ अनु. जशवंती दवे

मत्वा अरे यद् सुखबीजम् उप्तम्
तस्मात् प्रसृतः अयं दुःखवृक्षः ।
मत्वा च दुःखं पदसारितं यद्
प्रफुल्लितं तत् सुखपद्मरूपम् ॥

परामृष्टाः गणिताः चेत् स्वकीयाः
गर्हिताऽपि नैव मता पराश्च ।
आलिंगिता चेत् उभये सदा वै
तेषां तु भारेण खेदः किमर्थम् ॥

वाञ्छसि चेत् मुक्ततायाः विहारम्
भारं द्वयोश्चैव दूरीकुरु त्वम् ।
स्वीकारः एकस्य अन्यस्य त्यागः
गणितं इतीदं स्यादेव व्यर्थम् ॥
तमसः त्यागवाञ्छा चेत् पूर्वं तेजः जहीहि त्वम् ।
निरालोकं निस्तिमिरं भवितुं गणितं कुरु ॥

## ખરું લેખું

☐ સુંદરજી બેટાઈ

માની અરે જે સુખબીજ વાવ્યાં
તેમાંજથી આ દુઃખવૃક્ષ ફાલ્યાં;
ને દુઃખ જાણી પગથી ઉશેટયાં
તે તો બનીને સુખપદ્મ મ્હેકયાં

પંપાળેલાં જો ગણ્યાં'તાં સ્વકીય,
ઠેબેલાંય કયાં ગણેલાં પરાયાં ?
કોટે બાંધ્યાં બેયને જો હંમેશાં
રે તો તેના ભારથી થાકવું કાં?

જો તું ચાહે મુક્તતાના વિહાર
બંનેયના દે ઉશેટી જ ભાર.
આને રાખે, તેહને ને ઉવેખે :
એવાં લેખાં લાગવાનાં ન લેખે
અંધાર ત્યાગવા ઇચ્છે, પ્હેલાં અંબાર છોડ તું :
નિરંબાર નિરંધાર થવાનું લેખું જોડ તું.

## सीमान्त पर

चेहरे हो गये हैं यन्त्र-सभ्य
मँजे चमकते हैं
बोलकर छिपाते हैं।

पर हाथ अभी बोलते हैं
उनके गट्ठे
चुप भी सच-सच बताते हैं।

बस कभी - परम दुर्लभ! - आँसू
वे ही बचे हैं जो कभी गाते हैं।

— अज्ञेय



યશવંત શુક્લ, નગીનદાસ પારેખ, ઉમાશંકર જોશી



હર્ષદ ત્રિવેદી


Emily Brontë


Thomas Moore


Christina Rossetti


Ralph Waldo Emerson


H. W. Longfellow


James Russell Lowell


Henry David Thoreau


William Cullen Bryant


Herman Melville


Robert Burns


Thomas Hood


Edward Fitzgerald

ના અન્યને સમાવી શકું એ નિવાસ છું,
મારામાં માંડ માંડ હું મારો સમાસ છું.

મારા આ જર્જરિત બુઢાપાને જોઉં છું,
તો લાગે છે કેવો હું મારો વિકાસ છું.

આનંદમાં રાખશો મને ઓ મિત્ર, ક્યાં સુધી?
હું તો સ્વભાવથી જ સદાનો ઉદાસ છું.

ધબકાર જેમ કરતો રહું છું હું ઊઠબેસ,
ને ચાલતો રહું છું હું કારણ કે શ્વાસ છું.

મારા થકી છતાંય મેં રાખી છે તારી લાજ,
નહિતર તો હું તો ફાટી ગયેલો લિબાસ છું.

તારું થતું રહે છે અવિરત મિલન મને,
છું કેવો ભાગ્યશાળી કે હું તારો દાસ છું.

દેખાઉં તો છું સ્થૂળ, ન દેખાઉં તો છું સૂક્ષ્મ,
હું બહારથી છું ફૂલ, ભીતરથી સુવાસ છું.

ઘરનો નથી, છતાં હું બતાવું છું સૌને ઘર,
રસ્તા ઉપર રહેલા દીવાનો ઉજાસ છું.

બસ એટલે જ પૂર્ણ કદી થઈ શક્યો નહીં,
હું મુજને પામવાનો અધૂરો પ્રયાસ છું.

વીખરાઈ હું ગયો છું કંઈક એવી રીતથી,
પહેલાં હતો હું સાથે, હવે આસપાસ છું.

ઘરમાં ભરાઈ બેઠો છું એવી નિરાંતથી,
જાણે કે મારો પૂરો થયેલો પ્રવાસ છું.

કેવો છું એ ખબર નથી, છે એટલી ખબર,
છું કોઈ માટે આમ, કોઈ માટે ખાસ છું,

'બેફામ' એમ તો છે ગઝલ મારી જિંદગી,
પણ એમાં બેસતો નથી એવો હું પ્રાસ છું.

☐ ઈન્દુલાલ ગાંધી

કોઈ કોઈવાર—
કોઈ કોઈવાર શબ્દોની સવારી પર હું જીવું છું;
અને ક્યારેક ખેતોની બીમારી પર હું જીવું છું.
—કોઈ કોઈવાર.

તમે કહેશો કવિતાનું ફલક છે તારું નાનકડું,
છતાં એવા ફલકની બંધ બારી પર હું જીવું છું;
ફૂલોની મહેફિલોમાં ગીત હું ગૂંથું છું ફાગણનાં
પરંતુ પાનખર કેરી પથારી પર હું જીવું છું.
—કોઈ કોઈવાર.

કોઈ કોઈવાર—
ચમન ઉજ્જડ કરી બુલબુલની સેના છો કરે હિજરત,
દિવસ ને રાત ખુશબૂની ખુમારી પર હું જીવું છું.
—કોઈ કોઈવાર.

કોઈ કોઈવાર કિસ્મતની કટારી પર હું જીવું છું.
અને એથી જ આશાની અટારી પર હું જીવું છું.
ખુશીના ગીતની પડખે જ માતમ હોય છે સૂતું,
હું સમજું છું છતાં જૂઠી લવારી પર હું જીવું છું
—કોઈ કોઈવાર.

કવિતા ☐ રમેશ પટેલ

માછીમારની જેમ
સમુદ્રમાં
જાળ નાખી–
જાળમાં–
સૂર્ય–ચંદ્ર–તારા–નક્ષત્રોનાં
અસ્થિ મળ્યાં !

## આપણું એવું હશે ☐ મહેશ શાહ

રાતભર જાગ્યા કરાશે આપણું એવું હશે
ચાદના તારા ગણાશે આપણું એવું હશે.

એ તમારું મ્હેકની મુઠ્ઠી ઉગામી ચાલવું
શ્વાસનાં ખિસ્સાં ભરાશે આપણું એવું હશે.

એ બધાંની હાજરીમાં કાંઈ બોલાશે નહીં
આંખથી ઇજન અપાશે આપણું એવું હશે.

એકબીજાનું સ્મરણ લઈને ઝરણ કંઈ દોડતું
પળ થકી અટકી પડાશે આપણું એવું હશે.

ટેરવાંમાં હોઠના બોલાશ ઊતરી આવશે
ફૂલ હૈયા પર મુકાશે આપણું એવું હશે.

લેખિની લઈને પછી અંતર કપાશે દૂરનાં
શબ્દની સરગમ રચાશે આપણું એવું હશે.

એ ક્ષણો પણ આવશે કે બોલીએ ના કાંઈ પણ
મૌનથી મઘમઘ થવાશે આપણું એવું હશે.

તેં દીધેલી ભેટવસ્તુમાં તને હું ગોઠવું
એ રીતે સ્પર્શી શકાશે આપણું એવું હશે.

## ☐ એમિલિ ડિકન્સન

કીર્તિ એ તો ભમરો છે
ગુનગુન ગાયે ગીત
એની પાસે પાંખો પણ છે
ને ડંખીલું સ્મિત

કવિતાને પરણતા કવિને ☐ દીપક ત્રિવેદી 'દીપ'

લ્યો, કરો શબ્દનો વેધ ઉપાડો કલમ તીરની માફક રે....
ઉપાડો કલમ તીરની માફક છાંટો કંકુની જળછાલક રે....
આમ જુઓ તો કન્યા ઊભી સરવર--કાંઠે રોતી જી....
આંખોમાંથી શબ્દ નામના પલપલ મોતી ખોતી જી....
લ્યો, ધરો ભુજાઓ છેક ઉઠાવો શબ્દ નામનો પાવક રે....
લ્યો, કરો શબ્દનો વેધ ઉપાડો કલમ તીરની માફક રે....
સ્મરણ--શ્વાસના દરિયા વચ્ચે છોરી તો ડગ માંડે હો....
છોરીને લઈ જાઓ પરણી જીવન જેના કાંઠે હો....
લ્યો, મરો--જીવો કાં મરો કવિતા એક રહી ઉદ્ધારક રે....
લ્યો, કરો શબ્દનો વેધ ઉપાડો કલમ તીરની માફક રે....

—લખવાં નથી ☐ સુરેશ દલાલ

પ્રેમનાં કાવ્યો લખવાં નથી,
વ્હેમનાં કાવ્યો લખવાં નથી.
પ્રીતનાં કાવ્યો લખવાં નથી,
Cheat નાં કાવ્યો લખવાં નથી.
Love નાં કાવ્યો લખવાં નથી,
દવનાં કાવ્યો લખવાં નથી.
વહાલનાં કાવ્યો લખવાં નથી,
ગાળનાં કાવ્યો લખવાં નથી.
હેતનાં કાવ્યો લખવાં નથી,
પ્રેતનાં કાવ્યો લખવાં નથી.

## હું વ્યાસપીઠ પર બેઠો છું □ પ્રવીણકુમાર રાઠોડ
(ગઝલ)

સજ્જડ ચહેરાઓ બેઠા છે, ઉજ્જડ શ્રોતાઓ ઊંઘે છે, હું વ્યાસપીઠ પર બેઠો છું
હું ધરમધજા લહેરાવું છું, સહુને શબ્દો પહેરાવું છું, હું વ્યાસપીઠ પર બેઠો છું.
ભાગવતથી હું ભડકું છું, રામાયણ અમથી અડકું છું, હું ધોબીઘાટનું ખડકું છું
મર્મજ્ઞ બનીને બેઠો છું, સર્વજ્ઞ બનીને બેઠો છું, હું વ્યાસપીઠ પર બેઠો છું.
ઉપદેશનાં જંગલ વાવીને, હું થોરનાં ધાવણ ધાવીને, બળબળતા તાપમાં તાવીને
એક સત્ય નવું જન્માવું છું, બસ એનો આનંદ પાવું છું, હું વ્યાસપીઠ પર બેઠો છું.
સાત દિવસ એ સગડી છે પણ એ સોનાની લગડી છે, મારી આ કાયા તગડી છે
જે અરધી પરધી બગડી છે, આ જિન્દગી ઝગડાઝગડી છે, હું વ્યાસપીઠ પર બેઠો છું.
કોઈ પકડી હાથ ઉતારી દ્યો, ધક્કો મારી ગબડાવી દ્યો, આ વ્યાસપીઠ એક વંચના છે
હું લાખનો નહીં પણ કાખનો છું ને માણસ મુકી રાખનો છું, હું વ્યાસપીઠ પર બેઠો છું.

ભ્રૂણ □ વિનોદ જોશી

(માલિની)

ગહન અકળ ગેબી અંધકારે ફસાયું,
અવિરત અમળાતું ભ્રૂણ ગર્ભસ્થ ભ્રાન્ત;
ગડમથલ થકી થાકેલ નિસ્પંદ શ્રાન્ત,
કઠણ કવચ વચ્ચે કાળ જેવું રચાયું.

ફરક ફરક થાતું શ્વાસ ઓઢી જવાને,
અગણિત પડછાયા એકધારા ડખોળે;
હલચલ અણુધારી સૌ વળી જાય ટોળે,
સ્તર પર સ્તર વીંધી પારગામી થવાને.

અરધપરધ ગાત્રો વંધ્ય ઇચ્છા પ્રસારે,
સઘન તિમિરઘેર્યાં ચીકણા કોચલામાં;
ધબ ધબ ધબકારે ઊંચકી હૈ ઉધામા,
અવિહિત પથ કાપી તાકતું મોક્ષદ્વારે.

અકળ કળાણું કાળા અંધકારે જણાતું,
ધવલ વસન આદ્યે તેજપુંજે વણાતું.

IN HER ONLY WAY □ Robert Graves

When her need for you dies
        And she wanders apart,
Never rhetoricize
        On the faithless heart,
But with manlier virtue
        Be content to say
She both loved you and hurt you
        In her only way.

## હૃદયમાં શોકસભા ☐ સુરેશ દલાલ

હું નથી ચિત્રકાર
કે નથી છબીકાર,
હું તો માત્ર આપ્યા કરું
શબ્દને આકાર
મારે દશ્યોને ચીતરવાં છે
અને અદૃશ્યને ઝડપવાં છે
શબ્દની આંખે
કલમ પીંછી થઈ જાય
તો રંગ અને રેખાનો
એક ઉત્સવ ઉજવાય.
એક કાગળ પર
કેટલાંય હરિયાળાં મેદાનો
રમતાં કરી શકું પવનના સ્પર્શે
હિલોળા લેતાં હોય એમ
આ મેદાનોમાં
સમૂહમાં હોય, છતાંય
એકલાં હોય, પણ એકલવાયાં ન હોય
એવાં વૃક્ષોની
અમસ્તી વસ્તી હોય.
માથા ઉપર આકાશ
એના વિવિધ રંગ સાથે વહેતું હોય
જાણે ઈશ્વરના દૂત હોય એમ
પંખીઓ ઊડયા કરે.
કમળ જેવા કાગળ પર
ખડકોને ઊભા કરવાનો પણ
મને અભરખો છે.
ખડકો હંમેશાં મને
થીજી ગયેલી વેદના જેવા લાગે છે.

## ઓળખ ☐ ભરત ચતવાણી

(અછાંદસ)

જે લોકો
દરિયાના
સાચા સ્વરૂપને
ઓળખતા નથી
તેઓ વ્યર્થ
પ્રયત્નો કરે છે :
દરિયાને
જાળમાં ગૂંથવાના.

## ગઝલ ☐ હેમેન શાહ

શાને મહિમા મોટો છે ?
જળ પરનો લિસોટો છે.
વડવાઓએ વસિયતમાં,
આપેલો પરપોટો છે.
આગનવેલની કાયામાં,
હજી ઘણા વિસ્ફોટો છે.
સાચો ઉત્તર કેમ મળે ?
સ્વયં પ્રમેય જ ખોટો છે.
બ્રહ્માંડોના મૂળ મહીં,
એક રંગીન ગલગોટો છે.

એક એક ખડકને જો ફોડી શકીએ
તો એમાંથી પ્રગટે
નહીં પ્રગટેલાં આંસુઓનો
સાગર – મહાસાગર
અને એના પર તર્યા કરે
નૌકાની જેમ
વીતી ગયેલા કાળની
કેટલીયે આંખ.
કાગળ પર અશ્વને પણ દોરુ
એના આગળના બે પગ
એવા ઊંચા થાય
કે શબ્દોમાંથી સૂણવે
એની હણહણાટી.
મન ઘણું થાય છે
માણસનાં ચિત્રો દોરવાનું
કે એની છબી ઝડપવાનું;
પણ કોઈ માણસ ક્યારેય
શબ્દની પકડમાં પૂરેપૂરો આવે છે ખરો ?
છતાંયે પ્રયત્ન કરું છું.
માણસને દોરવા માટે
સફેદ કાગળ બહુ કામ નથી આવતો.
લઉં છું એક કાળો કાગળ
અને દોરું છું એક નારીનો ચહેરો,
ચહેરાને બને એટલો
સુંદર કરવાની મથામણ કરું છું.
બંધ દરવાજા જેવા ભિડાયેલા હોઠ
કશુંયે ન પ્રગટ કરતી
અને છતાંયે ખુલ્લી આંખો
માથા પર રંગીન સ્કાર્ફ

અને શબ્દના પિંજરની બહાર
એનું કદીયે નહીં ખૂલનારું
રહસ્યમય વ્યક્તિત્વ
નાના નાના ફ્લેટમાં રહેવાની
ટેવ પડી ગઈ છે,
એટલે કાગળ પર વહેતાં કરવાં છે
મોટાં મોટાં મકાનો
વૃક્ષ વિના જીવવાની
આદત પડી ગઈ છે,
એટલે એની આસપાસ ગોઠવવાં છે
રમકડાં જેવાં વૃક્ષો.
રોશનીમાં જીવવાની લતને કારણે
ચંદ્ર અને તારાના ચોખ્ખા ચહેરાઓને
કદી જોયા જ નથી.
થાય છે કે બધે જ અંધારું કરીને
એકાદ વાર ઇમારતની ટોચ પરથી
ચંદ્રનો ચહેરો તો જોઈ લઉં
જળ સાથેનો સંબંધ
જાણે કે બાથરૂમ પૂરતો જ રહ્યો છે.
કાગળનો ડૂચો ન થઈ જાય એમ
આકાશ જેવું એક ભૂરું સરોવર
આંખની સમક્ષ રચવું છે.
સમીસાંજનો સમય હોય
અજવાળું વિદાય લેતું હોય
અને અંધારું ઊગતું હોય, ત્યારે
એક નાનકડી હોડીમાં
મઝધારે રમતો રહું
દુનિયા અને દુનિયાદારીના કિનારાથી
દૂર ને દૂર

પછી ઍક્રિલિક ન હોય, ક્રેયૉન્સ ન હોય,
કૅન્વાસ ન હોય,
હોય માત્ર જળ અને આકાશ—
કોઈ વિરાટ વેકેશન પડ્યું હોય
એટલો મોટો અવકાશ.
મારે કાગના હાસ્ય અને
પંખીના ટહુકાઓ અલગ કરવા છે.
મારે આંખ પાંપણેથી
ટી. વી.નાં દૃશ્યોને ભૂંસવાં છે.
પંખીની ફેલાયેલી પાંખ પરથી
તડકાને ખોબે ખોબે ભરી લેવો છે.
ગુલાબની ખૂબ પાસે જઈને
નજાકતથી એની વાણીને માણી લેવી છે.
પારધીનું તીર
ઈશુના ખીલા
ગોડસેની ગોળી
અને રક્ષકોની મશીનગન
—આ બધાંનું
ગુલાબના બગીચામાં
રૂપાંતર કરી શકાય ખરું
કે જેથી જેમને આપણે
ગુમાવ્યા છે એમનાથી કોઈ
નવો યુગ થાય શરૂ.
આવાં કેટલાંયે ચિત્રો દોરવાં છે,
પણ ચિત્રો દોરી શકું
એવો કાગળ ક્યાં છે?
ભીતર પણ
કાગળનો ડૂચો છે, કાગ
અને એટલે જ
ઉત્સવ ઊજવવાની વા
હૃદયમાં શોકસભા ભ-

તું સૂતી છે, ભર ઊંઘમાં.
કદાચ તું કોઈક સ્વપ્નની
સૃષ્ટિમાં પણ હોઈ શકે.
સપનાં
કાચનાં સપનાં
સોહામણાં સપનાં
બિહામણાં સપનાં

આમ તો તું સૂતી છે
પણ સપનામાં તું કદાચ ઊભી પણ હોય,
કદાચ કાર કે ટ્રેનમાં પણ હોય.
તું ક્યાં હોય એની મારે અટકળ કરવાની.

તું ગમે એટલી પ્રિય હોય
કે ગમે એટલી નજીક હોય
મારે તારાં સપનાંની
બારાખડી ઉકેલવી ન જોઈએ.
પ્રત્યેક વ્યક્તિને
એની પોતાની સૃષ્ટિ હોય છે.
એ સૃષ્ટિ એવી અકબંધ
કે એની સાથે ઘણી વાર
વ્યક્તિનો પોતાનો સંબંધ પણ
પૂરતો બંધાતો નથી હોતો.

તારાં સપનાં એ તારાં છે.
મારે એમાં પ્રવેશ ન કરવો જોઈએ.
તારા ગહન મનના એકાંતને
ડહોળવાનો અધિકાર
કોઈને પણ ન હોવો જોઈએ.
પ્રેમ ગમે એટલો હોય
પણ એ એવો જુલમી

અને આક્રમક ન હોઈ શકે
કે તારા એકાંતની પણ ઇજ્જત ન કરે.

હું તો ધારીધારીને જોયા કરું છું
તારો દેહ,
તું રેશમી રજાઈ ઓઢીને
સૂતી છે; છતાં પણ
હું જોઈ શકું છું
તારાં સ્તનની રૂપાળી હલચલ.
ઊંઘમાં ભિડાયેલા તારા હોઠને
ચૂમ્યા વિના ચૂમું છું.
તારા નિદ્રાના શિલ્પને
ખંડિત કરવાની ઇચ્છા રોકીને
બસ, તને ધારીધારીને જોયા કરું છું.
મારી સિગારેટનો ધુમાડો
ધીમેધીમે તારી આસપાસ
વીંટળાતો જાય છે, કેમ જાણે
તને પહોંચવાનો એ પ્રયત્ન ન કરતો હોય !
ઓશીકાને આલિંગીને ઢળ્યા હોય એવા
તારા બેહોશ વાળમાં
એક ફૂલ મૂકી દઉં તો કેવું ?
— એવું થાય છે મને;
પણ લાગણીને રોકી રાખવાનીયે
એક મજા હોય છે.
તારે કારણે તો આ મજા માણું છું.
તારું સાન્નિધ્ય
અને છતાં સાન્નિધ્ય નહીં.
તોયે મને કોઈ પરમ સાન્નિધ્યની
તું તૃપ્તિ આપે છે.

આવતી કાલને

તું તારા પોપચામાં બીડીને સૂતી છે.
હું એવી રીતે જોયા કરું છું,
જાણે કે આવતી કાલનો મારો સૂરજ
તારી આંખમાંથી ઊગવાનો ન હોય!
અત્યારે તો હું
આપણી રાતને રોકીને બેઠો છું.
હું જાગતાં જાગતાં
તને જ જોયા કરું છું,
જાણે કે તું મારું સપનું હોય!
મેં તને અણધારી રીતે પણ
અનેક વાર જોઈ છે
અને ધારીધારીને પણ કેટલીયે વાર.
તને જોતાં આંખ થાકતી જ નથી.
તું સત્ય છે, છતાં પણ
તું મારી જાગૃતિનું સ્વપ્ન હોય
એવું મને લાગ્યા કરે છે.
થોડી વારમાં દીવો બુઝાઈ જશે.
તારી પડખેની પથારી પર
હું હોઈશ.
કદાચ તું ઊંઘમાં પડખું ફેરે
અને જાગી જાય
અને મારી નજીક સરે ત્યારે
આપણા અણધાર્યા મિલનને
આપણે ઊજવી લઈશું.

પ્રકાશમાં જે વ્યક્તિને ધારીધારીને જોઈ હોય
એનું વ્યક્તિત્વ
અંધકારમાં ફૂલ થઈને મ્હોરી ઊઠ્યું છે.
આમ પણ સુવાસ
ક્યાં જોવાની હોય છે?

માણું છું એના ભાન વિના
માણવાની હોય છે.
જાણવાની એક હદ હોય છે,
માણવાનું હોય છે અનહદ.
તમે જાણો છો ત્યારે
રસ્તા પર ચાલતા હો
એવું લાગે છે;
માણો છો ત્યારે
આકાશમાં ઊડતા હો
એવો અનુભવ થાય છે.

મને ખબર છે અને ખબર નથી
કે શું થશે ?
હું આખો ને આખો
વરસી પડીશ, મેઘની જેમ
અને તારી આવતી કાલ
મ્હોરી ઊઠશે, ધરતીની જેમ.

હમણાં તો સાંભળ્યા કરું છું
તારાં સ્તનની પાછળ
પાંખ બીડીને પોઢેલાં
પંખીનો ફફડાટ.

અકાળ મૃત્યુ □ સુરેશ દલાલ

ભરબપોરે
અરીસામાં પ્રતિબિંબનું ઓલવાઈ જવું.

મિથ્યા □ સુરેશ દલાલ

એક સૂના જૂના મહેલમાં
દીવાલ સાથે જડાઈ ગયેલો અરીસો
પ્રતીક્ષા કરે છે પ્રતિબિંબની.

ગઝલ ☐ હેમેન શાહ

દરિયા કિનારે જ્યારે પવન મંદ આવશે,
વીતી ચૂકેલ જન્મના ત્યાં સ્પંદ આવશે.
એની જુઓ છો રાહ કે આનંદ આવશે?
પણ આવશે એ વકતનો પાબંદ આવશે.
ઊંચા છે સૌથી વિશ્વમાં સંસ્કાર ફૂલના,
ગળથૂથીમાં જ જેમને મકરંદ આવશે.
અનુવાદ ત્યાં સુધી કરી શકશો તમે ભલે,
કરશો શું જ્યારે હોઠ પર આક્રંદ આવશે?
એ આગિયા / તુષારનું ટીપું / પતંગિયું,
છે ક્યાં જરૂરી કે મરણ પસંદ આવશે?

દુષ્યન્ત-શકુન્તલાને.... ☐ નલિની માડગાંવકર

તમને યાદ કરવા
ખોળામાં બોરસલીનાં ફૂલોનો ઢગલો
કે
અનામિકામાં પહેરેલી વીંટી
પૂરતાં નથી.
આંખના શ્રાવણમાં મેઘધનૂ જેવાં તમે
આજે તો
લાઇબ્રેરીમાં પુસ્તકનાં બે પૂંઠાં વચ્ચે
ગૂંગળાઈ રહ્યાં છો.
સદીઓની ધૂળ ખંખેરી
ઐતિહાસિક ઘટનાની પરંપરામાંથી,
વિવેચકોની ગીધદૃષ્ટિથી, તમને બચાવી
સહૃદયની દસેય આંગળીઓની પરીઓ
આજે તમને લઈ જશે
દુર્વાસાવિહીન કોઈ પ્રદેશમાં.

કોણ ? □ નલિન રાવળ

શું જુએ છે ?
ક્યારનો તું આમ
ત્યાં
અંધારઘેરી આંખમાં તારી
ડૂબ્યો છે સૂર્ય.

તું
આમ જો
સ્નેહે છલકતી આંખમાં મારી
ઊગ્યો છે ચન્દ્ર ઝળહળતો.

તું
આવ
ખીલતી ચાંદનીમાં–ગૌર મારા બાહુમાં
તું
આવ.
કોણ બોલે છે ?
ક્યારનું આ કોણ ?
મારા હૃદયને હચમચાવી નાખતું
આ કોણ ?
કોણ બોલે છે ?

કામના □ ભવાનીપ્રસાદ મિશ્ર □ ગણપતલાલ ઝવેરી

મને પક્ષી બનાવજે હવે પછી
અથવા માછલી
અથવા કળી
અને બનાવવો જ હોય માણસ
તો કોઈ એવા ગ્રહ પર
જ્યાં અહીં કરતાં વધુ સારો માણસ હોય,
અછત ભલે કોઈ પણ પ્રકારની હોય
પરસ્પર સંબંધની ન હોય.

સોળમે ફાગણ ☐ દેવેન્દ્ર દવે

(ગીત)

આજ મને કૈંક કાનમાં કીધું એક ગુલાબી ફૂલે
સાંભળી હું તો ઘેનમાં ડૂબી નેણ જરી ના ખૂલે !
મ્હેંક ના ઝૂલે હરિયા એમાં પાય પખાળી બેસું,
એક જ છોળે જાઉં તણાતી, હાથ નહીં હલ્લેસું !
સોળમે ફાગણ ફૂલ શી ઝૂલું : આવતો ભમરો ભૂલે !
ફૂલને અડયે ટીશિયું ફૂટે, ફોરવા લાગ્યાં થૂલે !
—આજ મને કૈંક.
વાંસળી બની આંગળી પાંચેય છેડતી પંચમ રાગ,
કંઠ ઉછીનો માગતી કોયલ રેલતો એવું કાગ !
લયનો બાંધી હીંચકો આંખે મન સૂડા શું ઝૂલે
આજ નથી હું ક્યાંય સમાતી ફૂલથી ઊડું ફૂલે !
— આજ મને કૈંક.

ગઝલ ☐ અભિજિત જોષી

એકલવાયો પંથ અમારો, એકલવાસું સ્મિત,
બસ કોયલના એક સૂરને જાણી, કંઠ થયો છે ગીત.
ગીત મળે ના કોઈ, ખુદા આ તે કેવી રીત ?
અમને મળે અમારાં આંસુ. અને તમારી જીત.
આંસુને પણ ચેન નથી, શું કરીશું મીત ?
થાવું પરાયા એને પણ છે, લઈ ખુશીનાં ગીત.
આ દુનિયામાં કોઈ નથી; તારો એકલવાયો પંથ,
ચાલ સઘળાં સ્મિત લઈને એક લખીશું ગ્રંથ
આંસુ પડશે મેઘ વરસશે અને પછી ઓ સંત !
ખરી પડેલાં ફૂલો ઊગશે, આપી એક અનેરો અંત.

ચાહ્યાં હતાં ☐ ફિલિપ ક્લાર્ક

પાસમાંયે પ્રેમથી, રાખ્યાં હતાં;
એ નહોતાં તોય, મેં ચાહ્યાં હતાં.

સ્મરણોનાં પોયણાં ખીલે હવે;
મન મૂકીને જ્યાં અમે નાહ્યાં હતાં.

એમને જોવા ઊંચે દૃષ્ટિ કરી;
ખુદ નીચે ઊતરી, આવ્યાં હતાં.

એમનાં આંસુ સર્યાં જે ઘાસમાં;
તણખલાં એ ઘાસનાં ચાવ્યાં હતાં.

છે વસંતો આજ જ્યાં ઊમંગમાં
એમને મેં બસ ત્યાં મનાવ્યાં હતાં.

એમની આંખો હતી, પ્યાલી સમી;
એટલે તો ભોજનો ભાવ્યાં હતાં..

ચાંદ ઝાંખો, વાય વાણું તોયે શું ?
રાતભર એ રોશની લાવ્યાં હતાં.

☐ જયા મહેતા

સૂર્ય ઊગે કે ન ઊગે
એથી શો ફેર પડે છે ?
વર્ષોનાં વર્ષોથી રોજ રોજ
તપતા સૂર્યનાં તેજ
અજવાળાં પાથરી શક્યાં નથી
ને અંધારું ઘૂંટાયે જ જાય છે
અંધકારમાં બધા
આકારો ઓગળી જાય છે
ત્યારે હું
ગાંધીથી ગાંધી સુધી
સોંસરવી સરતી ગોળીના
સૂત્રધારની શોધમાં
ભટકું છું
ભયથી ફફડતી
લીલાંછમ ખેતરવાડીજંગલવન
લીલાંછમ બાગબગીચાઉપવન
લીલાંછમ સાદાભોળા માણસોનાં મન
લીલાંછમ સર્પદંશ
હવે તો હું વહેણ બદલું
એ જ એક માર્ગ છે ?

અદ્ધર □ ઇંદિરા સંત □ જયા મહેતા

મુસજ્જ ઇમારતના ખંડખંડમાં અદ્ધર ફરતી રહી.
મૃદુમુલાયમ ગાલીચા, રંગદાર ગોઠવણી.
ન ક્યાંય પગ મૂક્યા, ન ક્યાંય હાથ અડાડ્યો.
પાંખ નથી તોયે આમ
ધીરે ધીરે ઊડતી રહી જીંડવામાંથી ઊડતા રૂના તાંતણાની જેમ.
આમ ઊડતાં આકાશની ભૂરાશ
આંખમાં વસી ગઈ. સૂસવાતો પવન પાલવમાં ભરાયો.
તોયે મોભ પાસેના તડકાળા સ્વચ્છ પ્રકાશમાં
અટવાતી અટવાતી ફરતી રહી. પાંખ તૂટેલા
પક્ષીની જેમ.

સાંજ : એક ખેડૂત □ સર્વેશ્વરદયાલ સક્સેના □ સુધા દલાલ

આકાશનો સાફો બાંધીને
સૂરજની ચલમ પીતો બેઠો છે પર્વત,
ઘૂંટણ પર પડી છે નદી ચાદરની જેમ,
પાસે જ સળગે છે
પલાશના જંગલની સગડી
અંધકાર દૂર પૂર્વમાં
સંકોચાઈને બેઠો છે ઘેટાંના ટોળાંની જેમ

અચાનક–બોલ્યો મોર.
જાણે કે કોઈકે સાદ પાડ્યો—'સાંભળો છો ?'
ચલમ ઊંધી થઈ ગઈ
ધુમાડો ઊંચે ચડ્યો—
સૂરજ ડૂબ્યો
અંધારું છવાઈ ગયું.

## હું ને મીરાં–મથુરાની વાટે ☐ લલિત ત્રિવેદી

(એકવાર હું ને મીરાં મથુરામાં ’ગ્યાંતાં
હાથમાં લાકડીઓ હતી
પગમાં ચાખડીઓ હતી....
–સ્વ. ઈન્દુલાલ ગાંધી)
–ખફીફ

ભક્તિની હરઘડી ને હું ને મીરાં
જિંદગી આવડી ને હું ને મીરાં
પગલે....પગલે....છે ધૂળ ગોકુળની....
ધૂળ છે લાકડી ને હું ને મીરાં
જીવવું આ અમારી કાવડ છે....
ચાલવું ચાખડી ને હું ને મીરાં
આ હવા જાણે જળ છે જમનાનાં....
શ્વાસ છે નાવડી ને હું ને મીરાં
છાંયડો તો હવે મથુરામાં....
ધધખતી ચામડી ને હું ને મીરાં
કાનામાતરના વાના આ, કાના !
જિંદગી ઓળખડી ને હું ને મીરાં....
(તાજેતરમાં સ્વર્ગવાસ પામેલ કવિશ્રી
ઈન્દુલાલ ગાંધીની સ્મૃતિમાં)

## મુક્તક ☐ મદનકુમાર અંજારિયા

આંગળાં છે તે છતાં વેઢા નથી !
ખેતરો હોવા છતાં શેઢા નથી !
મેદની પણ હોય નિર્જન, શક્ય છે;
એમ તો કંઈ માણસો રેઢા નથી.

પ્રિયશ્રી સુરેશભાઈ,

હું વર્ષોથી કવિતા અને "કવિતા"નો ગ્રાહક રહ્યો છું. દર વખતે "કવિતા" માંથી મને ગમતી કવિતા હું મારી ડાયરીમાં ઉતારી લઉં છું, કારણ આપ્યા વગર. ગમતી ચીજમાં કારણ શોધવું અઘરું છે. હૃદય ને મનમાં નિર્વાસિત કરવા જેવું છે. પરંતુ આ વખતે કવિતાના અંક નં. ૧૧૦ માંથી ઉત્તમ કાવ્ય પસંદ કરવાની જવાબદારી તમે મને સોંપી. પરિણામે એ દૃષ્ટિએ આ અંકનાં કાવ્યો ફરી ફરી વાંચ્યાં. તે માટે શાંત ચિત્તે વિચાર કરતાં છેવટે બે ત્રણ કાવ્યો મનમાં શેષ ટકી રહ્યાં-ત્યાર પછીની તારવણી કસોટીદાયક લાગી. પરંતુ અંતે પસંદગી રન્નાદે શાહની ગઝલ "આ હવામાં ક્યાંક તારી ગંધ છે" એના ઉપર ઊતરી.

વિરહ, વેદના, વ્યથા—આ વાતોએ કવિતાને એક અદ્દભૂત સૌંદર્ય આપ્યું છે. એ કવિતાની અસર ભુંસાતી નથી. હૃદયના એક ભીના ખૂણામાં ગોઠવાઈ કાયમ વાસ કરી જાય છે. હવામાં એની ગંધ, શ્વાસે શ્વાસે એની ધડકન, પ્રતીક્ષાની લાંબી ક્ષણો, ભીની આંખ અને ભર્યા જગતમાં એકલવાયાપણું અને શોધ માટેની-મિલન માટેની દોટ-આ બધું આ ગઝલને અલગ તારવે છે. એમ મારું નમ્રપણે માનવું છે.

ગઝલ વાંચો અને એક બહુરંગી ચિત્ર એની પૂરી સુક્ષ્મતા સાથે હૃદયપટ ઉપર દોરાઈ જાય અને ગઝલનો શેર બદલાતો જાય તેમ એ ચિત્રો બદલાતાં જાય—હૃદયની વેદનાનો ચિત્કાર ગાઢ બનતો જાય--અને અંત ! અનંત બની જાય ! મને આ ગઝલ ઉત્તમ લાગી.

—હા મણિલાલ હ. પટેલનું મુકતક 'જીવન' એનો ઉલ્લેખ કર્યા સિવાય રહી શકાતું નથી. બીજાં અનેક સારાં કાવ્યો છે પરંતુ જ્યાં એકની જ પસંદગી કરવાની હોય ત્યાં આટલે જ વિરમવું ઇષ્ટ સમજું છું.

—તમારો આભાર, મારા ઉપર આ જવાબદારી અદા કરી શકીશ તે વિશ્વાસ મૂકવા માટે અને હવે કવિતા વાંચતાં – ગમવાનું કારણ શોધવા મન દોડશે તો દોષ તમારો ગણીશ –

લિ. આપનો
મોહનકુમાર

" કવિતા : કાળની કળા "

તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૧૧
વર્ષ ૧૯ : અંક ૩ : ફેબ્રુઆરી ૧૯૮૬
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ

# કવિતા

(દ્વૈમાસિક)



લવાજમ : દેશમાં ૩૬ રૂપિયા. પરદેશમાં ૫૫ રૂપિયા. આ અંકના છૂટક ૬ રૂપિયા. બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઓર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી છે. પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ ૬૨, મુંબઈ-૧ સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ. સ્ટેટ્સ પીપલ્સ પ્રેસ, મુંબઈ-૧.

સૂચના : : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઈનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક-મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.


Gerard Manley Hopkins


W. B. Yeats


Thomas Hardy


D. H. Lawrence


A. E. Housman


John Masefield


Robert Frost


Wallace Stevens


E. A. Robinson


Wilfred Owen


Rupert Brooke


Rudyard Kipling

KAVITA Regd. No. R. N. 1

તારા સ્પર્શથી □ નાથાલાલ જોશી

પ્રકૃતિ મહદેલી, રંગભરી ઝૂમી રહી છે.
કોયલનું કૂજન અને પક્ષીઓની કાકલી
વાતાવરણને ઉન્માદી બનાવે છે.
નવપલ્લવો અને પુષ્પોનો ઉલ્લાસ પ્રાણને
ઉદ્દેલિત કરે છે.
મધુલોલુપ ભમરાનું ગીતગુંજન અને
પતંગિયાનું પુષ્પચુંબન આહ્લાદક છે.
વસંતરાગના સૂરો અહીં તહીં ગુંજે છે.
આમ્રમંજરીની મહેક પણ પૂરી માદક છે.
નીરવ રાત્રિમાં રજનીગંધા પણ ભાવવિભોર કરે છે.

હે ઋતુરાજ !
મારા અંતરમાં પાનખર છે.
એને તારા સ્પર્શથી વસંતમાં પલટી નાંખ !

ગઝલ ☐ જવાહર બક્ષી

અટકળોથી જ હોય છે ઓળખ
એનું હોવાપણું સતત મબલખ

એમને સ્પંદનોની ખૂબ પરખ
હોય ઇચ્છા તો આ હવામાં લખ

ક્રિયા ના મળે તો ધૂણી ધખ
શબ્દ સળગાવ ને ભભૂતિ રખ

કોઈ કારણ વિના જ વિષાદ રહે
કોઈ ઉત્સવ વિના જ થાય હરખ

સ્હેજ વધતાં જ એ કપાઈ જશે
જાણે સંબંધ કોઈ પેલો નખ

કણસ હતી ☐ ભગવતીકુમાર શર્મા

મારી ને ગાંઠવાંની છૂપી સંતલસ હતી
ભ્રમણામાં જે રહી તે બિચારી તરસ હતી

જેની પછી તે કાયમી કોઈ કણસ હતી
મોસમની એ ભૂગોળ અહીં વરસોવરસ હતી

કાચો કપાયલો કોઈ નખ હો કે વાંસ હો
બંનેની વેદનામાં કોઈ ધોરી નસ હતી

કાળાડિબાંગ રણમાં અચાનક જે ગુમ થઈ
તડકાની સાંઢણી અહીં આખો દિવસ હતી

ઈશ્વરની મુઠ્ઠીમાંથી જે છટકી ગઈ કદી
તે તો મનુષ્ય નામની મોંઘી જણસ હતી

સમયશૂન્ય ❑ નીતા રામૈયા

માણસ નહોતો
પર્વત નદી જંગલ હતાં
માણસ છે
પર્વત નદી જંગલ છે
માણસ જશે
પર્વત નદી જંગલ રહેશે
આ જશે ને રહેશેની વચ્ચે અમથાજીની વાડીના મૂળા જેવો હું
મારા ખભે
ચીબલા નાકવાળા
ઢીચકા વર્તમાનને
બેસાડીને ચાલું છું
ત્યારે
મારા ભૂતકાળની એક એક વાત
મારાં અસ્તિત્વની એક એક ફોતરી ઉખેડી નાખે છે
અને
મારાં ભવિષ્યને ચાડી ફૂંકી દે છે મારી એક એક ગઈકાલની
તેમજ
મારા ચીબલા નાકવાળા ઢીચકા વર્તમાનની
આમાં હું ક્યાંથી બનું
પર્વત નદી જંગલની જેમ
સમયશૂન્ય

મુક્તક ☐ બકુલકુમાર પંડ્યા, જગન્નાથ રાજગુરુ

ઘણાં ઓડીટ ઓબ્જેકશન હતાં ધરતીના વહીવટમાં,
પછી વાતાવરણની અન્ય ગ્રહને ગ્રાન્ટ ના આપી.

હતાશા—નાની અમથી ☐ એન હેબર્ટ ☐ ધનવિદ્યા મહેતા

હું ચાહતી હતી એ ટાપુઓને
નદીએ ફરી પાછા જપ્ત કરી દીધા છે
નદીએ પાછા ગરક કરી દીધા છે ટાપુઓ
જેને હું ચાહતી હતી
મૌનની ચાવીઓ ખોવાઈ ગઈ છે
'હોલીહોક' આપણને લાગતું હતું તે કરતાં ઓછું સુગંધી છે.
જળ ગુંજે છે તે કરતાં તેની પાસે ઓછાં રહસ્યો છે
મારું હૃદય ભાંગી પડયું છે
એને તળિયે સૂણ નિષ્ફળ જાય છે.

ગઝલ ☐ નિરંજન યાજ્ઞિક

ક્યાંક હળવું ક્યાંક મળવું ક્યાંક ઝળહળવું હવે
ક્યાંક ભીની રેતમાં પગલાંનું ટળવળવું હવે....
ક્યારનાં ટાંપી રહ્યાં શબ્દોને માટે ટેરવાં
ક્યાંક લીલાં તૃણનું પથ્થર જેમ પાંગરવું હવે....
દૂર ટીંબે સૂર્યનાં કિરણોનું ડોકાવું જરા
ખ્હાડમાં પથરાયેલા ધુમ્મસનું ઓગળવું હવે....
એક બાજુ હાથની નિસ્તેજ આંખો તગતગે
એક બાજુ શબ્દનું બેફામ વિસ્તરવું હવે....
રોજ ઘરની ચાર ભીંતોને ઉદાસી ઘેરતી
રોજ અવસાદી સ્વરોનું ઉંબરે ઢળવું હવે....

ગઝલ □ નિરંજન યાજ્ઞિક

શબ્દોની સાથે આપણે વ્યવહાર ક્યાં હશે ?
પંખીની જેમ મુક્ત હતા–ભાર ક્યાં હતો ?

ડાળીની જેમ ઠામુકું બટકી જવું પડયું–
ધુમ્મસનો ભાર ઝીલવા તૈયાર ક્યાં હતો ?

રેતીમાં જાળ નાખવાથી અર્થ શો સરે ?
મૃગજળને આમ પાણીથી વ્યવહાર ક્યાં હતો ?

લીલી નસોમાં ફૂટશે ટહુકાઓ ક્યાં સુધી !
પંખીનો સ્હેજ સ્પર્શ હતો-વાર ક્યાં હતો ?

–નહીં તો સુરાહીમાંથી ટપકતી રહી સુરા
મારી તરસનો એટલો વિસ્તાર ક્યાં હતો ?

ક્યાં જવું ? □ અજય પુરોહિત

એક ટહુકાની તરસની રાવ લઈને ક્યાં જવું ?
પંખીઓના કાળજાના ઘાવ લઈને ક્યાં જવું ?

સાંજને પણ આજ મુઠ્ઠીમાં ભરીને હું ફરું –
વાર, તિથિ, માસનો ઢોળાવ લઈ ક્યાં જવું ?

□ રમણીક અગ્રાવત

શિશિરની સાંજે
બાએ તુલસીક્યારે મૂક્યા ધૂપ જેવું
સ્મરણ મઘમઘે
પેલું–
પેલું કોણ ઓસરી ગયું પળભરમાં.

બે ગઝલ ☐ મનોહર ત્રિવેદી

(૧)

મિતવા નથી અટૂલી
સ્મરણે ભરી મહૂલી
રોકે જતાં અહીંથી
તે ખડકી અર્ધખુલ્લી

હું પાન જેમ ઘટના
ચાવી, ને જાઉં ભૂલી
આપી ગઈ ફૂલો કે
આપી સુગંધ-શૂલી ?

તેં મેળવી જુદાઈ
પીડા અમે કબૂલી
ઊઘડી ગયાં રહસ્યો
ઊડી મૂઠીક ધૂલિ

(૨)

આ સ્તબ્ધ સૂના શહેરમાં
છે 'બન્ધ' ખુલ્લા શહેરમાં

દર્પણ વગર તું આવ, છે
તારા નમૂના શહેરમાં

કેવળ ન માણસ પણ મળે
કેવળ ન કુત્તા શહેરમાં

અફવા ઉખેડી ના શક્યા
છે મૂળ ઊંડાં શહેરમાં

ભેદી કથાઓ ઊઘડે
ભેદી નકૂચા શહેરમાં

ના પોતપોતાના જડયાં-
રહે સમૂચા શહેરમાં

ચાલો, મનોહર, શાયની
આ શ્વાસ ભૂખ્યા શહેરમાં.

ક્યાં જવું ? ☐ અજય પુરોહિત

આંખમાં આકાશ છાપી ક્યાં જવું ?
પાંપણોમાં સૂર્ય સ્થાપી ક્યાં જવું ?
છું મુસાફર પાંખના ફફડાટનો–
શ્વાસ ઓઢી પંથ કાપી ક્યાં જવું ?

[ ચાર સર્ગમાં વિસ્તરતો ]

સર્ગ : ૧

આજે હું મારું અંતિમ કાવ્ય
લખવા બેસું છું

એ જાણવા છતાંય કે ક્યારેય
કશું અંતિમ હોતું નથી
હોઈ શકે નહિ

આ મારી અંતિમ ઇચ્છાનો, કામનાનો
વાસનાનો કે મરણોત્તર કીર્તિ
અપકીર્તિનો સવાલ નથી

જન્મના પહેલા શ્વાસ સાથે જે બધું
વિસ્તાર પામ્યું–આયાસે, અનાયાસે
એનો એવો અણુમય સંકોચ
કરવો છે કે હવામાં હવા સાથે
ભળી જઈ પરિપૂર્ણ બની જાય
અથવા કહો, નામશેષ થઈ જાય.

આ મારો અંતિમ શ્વાસ ચાલે છે,
એમ કાવ્યમય મેક–બિલીવનો ખેલ
રચીને મારે હવે આરંભ કરવાનો છે :
છેલ્લી પંક્તિ સુધી, છેલ્લા શબ્દ સુધી !

સાવ અજાણ્યા આરંભ અને અંતની
ક્યાંક વચમાં હું આ મારું અંતિમ
કાવ્ય અન્‌-અન્ત આકાશની કોઈ
રમ્ય, કલ્પિત ખીંટીએ ટીંગાડી દઈશ.
કોઈ પણ બનાવનું કે ઘટનાનું
ક્યારેય કશું મૂલ્ય હોતું નથી

મૂલ્ય હોય છે કેવળ મહાકાળ સંદર્ભે
વહેતા જીવનનું —

જીવન વહે ઝરણાં જેવું કે
જીવન વહે નદી જેવું કે
જીવન ઘૂઘવે સમંદર જેવું કે
જીવન પછડાય પ્રપાત જેવું —
જેવુંતેવું તોય આ જીવન,
એને સજીવન કરવાનો કીમિયો
સાવ અનાયાસ જો મળી જાય

તો ખચિત્ માનજો —
મૂલ્ય હોય છે કેવળ મહાકાળ સંદર્ભે
વહેતા જીવનનું, નિરંતર વહેતા જીવનનું
કોઈપણ બનાવનું કે ઘટનાનું
ક્યારેય કશું મૂલ્ય હોતું નથી.

સમગ્ર વાત મારે શબ્દ દ્વારા
શબ્દના ગર્ભમાં પ્રવેશીને કહેવાની છે:

આ કામ સહેલું નથી;
આ કામ આ વહેતી ક્ષણોમાં
અઘરુંય નથી.

મેં તો મુઠ્ઠીમાં પકડી રાખી છે
એક ક્ષણને —
જે મુઠ્ઠી વાળતાં જ વેરાઈ જાય છે,
વેરવિખેર બની જાય છે,
હું શબ્દ લખું છું ને
દર્પણ સરકી જાય છે.

દર્પણની આ લીલા ને ક્ષણનો આ ખેલ
દર્પણમાં સમાપ્ત થાય છે છતાં

આજ સુધી હું એમ માનતો રહ્યો અને
સૌને મનાવતો રહ્યો કે
જે કાંઈ બન્યું છે, બને છે કે બનશે
એ બધું અકબંધ, જડબેસલાક, નક્કર,
નગદ, અફર જેવું બન્યું છે–

પછી સમજાયું ત્યારે સમજાયું કે—
ક્ષુદ્ર કે ક્ષુલ્લકતમથી માંડીને
વિકરાળ કે મહાનતમ બનાવોની
આકૃતિનો સાવ અમસ્તો આભાસી
સર્જક—
એ હું નહિ?
એ હું નહિ જ—
ક્ષણની સાથે ક્ષણ જોડાઈને
વિખેરાઈ ગઈ ત્યારે એ બનાવ
ક્યાં ટકી રહ્યો?
કેવી રીતે ટકી શક્યો?

એ વાત લાગે ભલે સાચી કે
કૂંડું હું લાવ્યો
લજામણીના છોડને, બી વાવી
મેં ઉછેર્યો,
એની પાંદડીઓ પ્રફુલ્લિત થઈ
ત્યારે હળવેકથી સ્પર્શ કર્યો ને
પાંદડીઓ બિડાઈ ગઈ!

લજામણીના છોડનો સર્જક 'હું' જેવા
હુંકારથી મારી ગતિનો આરંભ થયો ત્યારથી
આજ સુધી મેં એમ કદી ના વિચાર્યું:
આ બી એ શું છે? એ ક્યાંથી આવ્યું?
એનો સર્જક કોણ? આ ધરતી કોની?
આ કૂંડું કોનું? એનો સર્જક કોણ?

લજામણીની પાંદડીઓ તારી ચેતનામાં
સ્પર્શની સંવેદનાનો સંચાર કયાંથી ?
આજ સુધી મેં એમ કદી ના વિચાર્યું:
નિઃશબ્દ રાત્રિઓમાં, સ્તબ્ધ માનેલી
ક્ષણોમાં આવા અસંખ્ય સવાલો,
જિજ્ઞાસા, કુતૂહલ ને જ્ઞાનને નામે
મેં પોષ્યા; પાળ્યા
એનું અંતિમ પરિણામ એક જ આવ્યું:
સવાલો ફૂટયા સવાલોમાંથી અને એનો
અંત કયાંય દેખાયો નહિ.
સવાલોનું ન ઊપજવું મારા વશમાં નહોતું
સવાલોનું શમી જવુંય મારા વશમાં કયાં છે?
શૂન્યમાંથી આરંભ થયો ત્યારે ખબર
નહોતી કે એની પડખે, આગળ જ
કોઈ અકળ એકડો ચીતરી ગયું છે
અને ક્ષણે ક્ષણે શૂન્યનો જ વિસ્તાર થશે.
આજે હવે એ અકળ, કહો તો સકળ
એકડાને ઓળખવાનો ઉત્સવ છે–

ગઝલ ☐ રમેશ પટેલ

અક્ષરી અણસાર શોધી કાઢશું,
ઊર્મિનો વિસ્તાર શોધી કાઢશું.

આમ એકલતા સતત પીતા રહી,
ઘૂંટથી સથવાર શોધી કાઢશું.

લોહીમાંથી શબ્દના પગરવ વડે—
શ્વાસનો ધબકાર શોધી કાઢશું.

આ મુલાયમ મૌનના અંધારમાં,
તેજના ઉચ્ચાર શોધી કાઢશું.

સૂર્યમાં તિરાડનું દર્શન થતાં—
ખોયેલી વણઝાર શોધી કાઢશું!

મૈત્રી નદી છે, મૈત્રી મુદ્રિકા છે
નદી મુદ્રિકામાંથી વહે છે
મુદ્રિકા નદીનો દ્વીપ છે
નદી તમને માત્ર આટલું જ કહેશે
નદીની પહેલાં નદી હોય છે
નદીની પછી કેવળ નદી.

પહેલાં અને પછી
આ ભેદને મૈત્રી ભૂંસી નાખે છે.

કેવી રીતે ભૂંસાશે?
મુદ્રિકા કાળના હાથે
લે છે આકાર

મૈત્રી નદી છે: વહે છે: કિનારો બનાવે છે.
આપણે સ્મૃતિ અને વિસ્મૃતિની
વચ્ચે જીવીએ છીએ

મિત્રો! આ ક્ષણ સતત સમયસર
આક્રમણ કરતી રહેતી દ્વીપ છે.
રેતી પર શોધતા પોતાનાં પગલાં
ચીસો પાડે છે લોકો, નદી એ નદી
નદી તું ક્યાં છે?

૧૬ નવેંબર '૮૫ની રાત સ્થળ–શ્રીકાંત વર્માનું ઘર. પ્રસંગઃ પ્રખ્યાત કવિ ઑક્તાવિયો પાઝનું આતિથ્ય. લોકો: દસ–બાર લેખક, કવિ, ચિત્રકાર અને કેટલાકની પત્નીઓ. ઉલ્લેખનીય: જે. સ્વામીનાથન, રામકુમાર, નિર્મલ વર્મા અને કમલેશ ઇત્યાદિ. મૂડ અનૌપચારિક. કૌતુકવશ અથવા મજાક–મજાકમાં શ્રીમતી પાઝ પોતાના પતિને આગ્રહ કરે છે કે તેઓ કંઈક કહે. ઑક્તાવિયો પાઝ એક પંક્તિ લખે છે. કાગળ અજ્ઞેય તરફ લંબાવે છે. તેઓ એક બીજી પંક્તિ લખે છે. એની

પછીની પંક્તિ આવે છે શ્રીકાંત વર્મા પાસેથી અને કાગળ ફરી પાછો ઑક્તાવિયો પાઝ સુધી પહોંચે છે અને જોત-જોતામાં થોડીક જ વારમાં ઉપર આપેલી કવિતાનો જન્મ થાય છે; જેને ઑક્તાવિયો પાઝ, અજ્ઞેય અને શ્રીકાંત વર્માએ સાથે મળીને આકાર આપ્યો છે.

આ પ્રયોગ જ દિલચસ્પ હતો અને છે પણ ખરો. આ એ વાતનું પણ ઉદાહરણ છે કે હિસ્સેદાર સંવેદના કોઈ સાર્થક અને મહત્ત્વપૂર્ણ કવિતા રચી શકે છે? એટલે કે રચનાકર્મ એક સંપૂર્ણપણે નિજી અને વ્યક્તિગત અનુભવનું પુનઃસર્જન નથી શું? આ કવિતાનો આરંભ કર્યો હતો ઑક્તાવિયો પાઝે, આગળ વધારી અજ્ઞેયે અને એકાએક પોતાની રીતે વળાંક આપ્યો શ્રીકાંત વર્માએ. પછી થયું એવું કે બંને અગ્રજ કવિઓના હાથમાંથી પસાર થવા છતાં કવિતાના મિજાજની પકડ શ્રીકાંત વર્માના જ હાથમાં આવી જતી હતી અને તેથી અંતિમ પંક્તિઓ લખવાની જવાબદારી પણ શ્રીકાંત વર્મા પર જ આવી; છેવટે આ કવિતા ઇચ્છા હોય કે ન હોય તો પણ હિસ્સેદારીમાંથી છૂટીને શ્રીકાંત વર્માના અનુભવ અને વિચારના પરિધમાં આવી ગઈ.

☐ જતીન્દ્ર આચાર્ય

દૂધનો ઝભ્ભો
દૂધની ધોતી
દૂધની ટોપી પહેરી
દૂધ – દહીંમાં
બે પગ રાખી
ચાલી
જમાત આખી!

પેન્ટના બંને ગજવામાં હાથ રાખીને
હું અહીં અડગ ઊભો છું
અને દુનિયાને જોઉં છું.
અને એક ક્ષણ
મને એમ પણ થાય છે
કે દુનિયા પણ
મને જોવાને એટલી જ આતુર છે.
મારા હોઠ ભિડાયેલા છે
અને હસવું કે ન હસવુંનો
વિકલ્પ એની પાસે છે.
મારી આંખો અરીસાની જેમ
અનેક પ્રતિબિંબો ઝીલતી જાય છે:
મારી આસપાસ વીંટળાયેલી
વ્યક્તિઓનાં અને વસ્તુઓનાં.
હું ઊભો છું અવિચળ
અભિમાનીની જેમ નહીં,
પણ શ્રદ્ધા અને સંકલ્પ સાથે
જાણે કે વ્યક્તિ કે વસ્તુઓ નહીં
પણ કમમાં કમ
હું મને ધારણ કરીને ઊભો છું.

ખુલ્લા આકાશ તળે
હું વિશાળતાના પ્રેમમાં પડ્યો છું.
મને વૃક્ષો ગમે છે
અને ગમે છે વૃક્ષો વચ્ચેનો અવકાશ.
પોતાને અને
એકમેકને પામી શકે એમ
અવકાશ જાળવીને
એકમેકની સાથે ચાલતી

બે વ્યક્તિઓ મને ગમે છે.
મને પર્વતનું મૌન ગમે છે
અને ગમે છે ટોળાંનો ઘોંઘાટ.
મૌન અને ઘોંઘાટની વચ્ચે
મારા પોતાના આકાશ તળે
ચાલવા માટે
મારે મારો રસ્તો છે.
મને મારી લાગણીઓ અને વિચારોનાં
પગલાંનો લય ગમે છે.
ક્યારેક એવું પણ બને છે,
કે ખુલ્લી આંખે હું દુનિયાને ટાળું છું
અને ક્યારેક બંધ આંખે
છાતીફાડ પ્રેમ અને આદર સાથે
એને સ્વીકારું છું.

ખબર નહીં કેમ
પણ હું વૃક્ષને
એ માણસ હોય એમ જ
જોયા કરું છું.
મને ગમે છે
વૃક્ષના મોસમી મિજાજ,
ફૂલ અને પાંદડાંથી છલકાતું વૃક્ષ
જોઉં છું ત્યારે
મને કોઈ પૂર્ણ જીવનથી ભભકતો
માણસ એમાં દેખાય છે.
ખાલીખમ ઉજ્જડ વૃક્ષ પણ
મને ગમે છે
એની પાસે છત અને અછત
બંનેનો અનુભવ છે.
વૃક્ષ જ્યારે ખાલીખમ હોય છે

ત્યારે અવકાશ વિશેષ હોય છે
અને અવકાશ મને હંમેશાં ગમે છે.
જ્યારે કોઈ તદ્દન ખાલી થઈ જાય છે
ત્યારે એ અનુભવે છે ખાલીપણું;
પણ જ્યારે કોઈ આ ખાલીપણાને
ઓળંગી જાય છે
ત્યારે અનુભવે છે
કેવળ અવકાશ.

હું પોતે જ મારો ઈશ્વર છું
કારણ કે
એકાંતનું સર્જન કરવાની
મારામાં તાકાત છે.
હું ઈશ્વરથી પણ કંઈક વિશેષ છું.
કારણ કે
હું સ્વર્ગમાં નથી રહેતો
પણ હું મારી પૃથ્વી પર સ્વર્ગ રચી શકું છું.
હું મારા એકાંતનો બ્રહ્મા છું.
હું મહેફિલમાં અને ટોળામાં
મારું એકાંત સર્જીને
મારી પોતાની ગુફા કંડારી શકું છું.
ખુલ્લેઆમ બજારમાં અને ક્યાંય પણ
હું જ્યાં જ્યાં જાઉં છું
ત્યાં ત્યાં મારો ખૂણો શોધી શકું છું.
ફૂલો સાથે વાતચીત કરું છું
અને તારાઓ સાથે ગાઉં છું.
કાળા કે ધોળા વાળ
કોઈની પણ સાથે
મારો નાતો જોડી શકું છું.
બાળકની નિર્દોષતા સાથે

મારો સંવાદ શક્ય છે.
અને શિયાળવા વિચાર લઈને ચાલતા
માણસ સાથે પણ હું ચાલી શકું છું.
આ શિયાળ કે બાળક
હંમેશાં બીજામાં હોય છે એવું નથી.
હું કોઈક ખૂણામાં કે કોઈક ટોળામાં
મારી સાથે વાત માંડી બેસું છું.

અલબત્ત, એ બારાખડી
બીજાઓ માટે અજાણી છે.
સિગારેટના ધુમાડામાંથી
આ બારાખડી આકારાય છે.
એનો કોઈ અર્થ હોય છે કે નહીં
એની મને ખબર નથી,
પણ અવકાશમાં એ એક
આકૃતિ રચી આપે છે.
વ્હિસ્કી કે જિમલેટના ગ્લાસ સાથે
કઈ રીતે લયબદ્ધ વાત કરવી
એનો તરીકો મારી પાસે છે.
પીધા પછી
ખાલી ગ્લાસ તરફ જોવું મને ગમે છે
કારણ કે
એ ખાલીપણાને ધારણ કરી શકે છે.
એમાં મારી તરસ છે,
મારી તૃપ્તિ છે,
એમાં હું છું.

તાજા જન્મેલા બાળક સામે
એકીટશે જોતી માતાને
જોયા કરવી મને ગમે છે

અને પોતાના જુવાન દીકરા સાથે
ખભેખભા મિલાવીને
ચાલતા બાપને જોવાનો
નશો પણ કંઈક જુદો જ છે.

શાળામાં જતી કોઈક નાનકડી છોકરીને
હું જોઉં છું અને
હું જોયા કરું છું
વળગણી પર વસ્ત્રો સૂકવતી ગૃહિણીને.
આકાશમાં ઊડતાં પંખીને જોઉં છું
અને રાતની કાળી ગલીમાંથી પસાર થતી
ધોળી બિલાડીને પણ.
મારી આંખને કદી થાક જ નથી લાગતો.

ક્યારેક મને
એકને બીજાની પડખે
મૂકવાની મજા આવે છે.
સ્ત્રીનાં ખુલ્લાં સ્તનને જોઉં છું
અને જોઉં છું દરિયાનાં મોજાંઓને
ક્યારેક મારો રૂમાલ જોઉં છું
અને યાદ આવે છે
તને આપેલા સ્કાર્ફની.

ક્યારેક શહેરમાં
એકાદ વૃક્ષ દેખાય છે
ત્યારે હું કોઈક અજાણ્યાને મળતો હોઉં
એવું મને લાગે છે
મને લાગે છે
કે મારે અઢળક ફ્લાવરવાઝને ઊંચકીને
ઝાડ પર લટકાવી દેવાં જોઈએ.
કારને જોઉં છું, પ્લેનને જોઉં છું,

બધે જ જોઉં છું, ક્યાંય પણ જોઉં છું,
પણ આ બધુંયે જોયા પછી
જ્યારે હું તને જોઉં છું
ત્યારે મને
આંખો શા માટે આપવામાં આવી છે
એનો અર્થ સમજાય છે.
તારો ચહેરો અને મારી નજરની વચ્ચે
જે અવકાશ છે
એને માત્ર
આપણે જ ઓળખીએ છીએ
અને એને કહીએ છીએ
પ્રેમનો પ્રદેશ.

વિષાદ □ પન્ના નાયક

મારા લોહીમાં વણાઈ ગયેલો
એ
આજે અવસાન પામ્યો.
કદાચ વિકૃત રેખાઓ ઉપસાવતું
એનું મ્હોં
આજે કેવું પ્રસન્ન છે !
ધોવાયેલા અતીત જેવી
સફેદ ચાદર નીચે સૂતેલું
એનું ઠંડું શરીર
મને હવે કંપાવી નહીં શકે !
સાન્ત્વનના અને બીજા શબ્દોના
આછા ગણગણાટમાં
ક્યાંય શોકની લકીર નથી.
ઊલટું
અસંખ્ય હાથ
આજે એને બાળવા ઉત્સુક છે.
સ્મશાનમાં ખાખ થઈ ગયેલા
એ પાત્રનું
હવે નામ પણ નહીં ઉચ્ચારવાનું.

હા...શ !
હવે
હું
લાલ કંકુનો ચાંલ્લો કરી શકીશ....!


Ezra Pound


Marianne Moore


T. S. Eliot


William Empson


W. H. Auden


F. R. Higgins


Robert Penn Warren


Theodore Roethke


Stephen Spender


C. Day Lewis


W. R. Rodgers


Louis MacNeice

બધે જ જોઉં છું, ક્યાંય પણ જોઉં છું,
પણ આ બધુંયે જોયા પછી
જ્યારે હું તને જોઉં છું
ત્યારે મને
આંખો શા માટે આપવામાં આવી છે
એનો અર્થ સમજાય છે.
તારો ચહેરો અને મારી નજરની વચ્ચે
જે અવકાશ છે
એને માત્ર
આપણે જ ઓળખીએ છીએ
અને એને કહીએ છીએ
પ્રેમનો પ્રદેશ.

**વિષાદ** □ પન્ના નાયક

મારા લોહીમાં વણાઈ ગયેલો
એ
આજે અવસાન પામ્યો.
અહાય વિકૃત રેખાઓ ઉપસાવતું
એનું મ્હોં
આજે કેવું પ્રસન્ન છે !
ધોવાયેલા અતીત જેવી
સફેદ ચાદર નીચે સૂતેલું
એનું ઠંડું શરીર
મને હવે કંપાવી નહીં શકે !
સાન્ત્વનના અને બીજા શબ્દોના
આછા ગણગણાટમાં
ક્યાંય શોકની લકીર નથી.
ઊલટું
અસંખ્ય હાથ
આજે એને બાળવા ઉત્સુક છે.
સ્મશાનમાં ખાખ થઈ ગયેલા
એ પાત્રનું
હવે નામ પણ નહીં ઉચ્ચારવાનું.

હા....શ !
હવે
હું
લાલ કંકુનો ચાંલ્લો કરી શકીશ....!


Ezra Pound


Marianne Moore


T. S. Eliot


William Empson


W. H. Auden


F. R. Higgins


Robert Penn Warren


Theodore Roethke


Stephen Spender


C. Day Lewis


W. R. Rodgers


Louis MacNeice


William Shakespeare


John Donne


Edmund Spenser


John Milton


Ben Jonson


George Herbert


Sir Walter Raleigh


Sir Thomas Wyatt


Sir Philip Sidney


Alexander Pope


Andrew Marvell


Thomas Gray


John Dryden


Christopher Smart


William Blake


Robert Herrick


Walter Savage Landor


Oliver Goldsmith


John Clare


William Wordsworth


Samuel Taylor Coleridge


Percy Bysshe Shelley


John Keats


Lord Byron



John Crowe Ransom



Edwin Muir



Robert Graves



William Carlos Williams



E. E. Cummings



Hart Crane



Archibald MacLeish



Robinson Jeffers



Conrad Aiken



Elinor Wylie



Vachel Lindsay



Edna St. Vincent Millay

ગઝલ ☐ હર્ષદ ચંદારાણા

ખાસ કાગળ છું પરંતુ અંધ છું
કાળ-સંદૂકમાં યુગોથી બંધ છું

કંઠ ને કોયલની વચ્ચે હોય જે
તારી સાથે એ જ તો સંબંધ છું

જ્યાં નથી તે, હુંય પણ હોતો નથી
છું હવાનો પ્રેમી, દેહે ગંધ છું

બર્ફ-આચ્છાદિત પ્રદેશે પણ મળું
કે રુધિરનો ઉષ્ણ હું કટિબંધ છું

લે હવે તો હુંય પણ પૂર્વજ થયો!
યાદ આવી જાઉં તો અકબંધ છું

ગઝલ ☐ મેઘબિંદુ

અબોલા લઈને ફરે છે તું કાયમ
મનાવી લઉં એવું ઇચ્છે તું કાયમ

બધાને હવે જાણ થઈ ગઈ છે એની
નનામા સૌ પત્રો લખે છે તું કાયમ

પછી કોણ આવી ઉકેલે સમસ્યા
અહીં તારું ધાર્યું કરે છે તું કાયમ

નવી તારી તરકીબ, બનીને નજુમી
ઘણાને અહીં છેતરે છે તું કાયમ

પ્રથમ તું રડાવે પછી આંસુ લૂછે
તમાશાઓ એવા કરે છે તું કાયમ.

રસ્તા નીકળે ☐ 'આગમ' પાલનપુરી

એક પાછળ એક પાછળ એક...પરદા નીકળે,
તું રહે પડદા મહીં ને કાંઈ પણ ના નીકળે!

શું કરે દિલના સુંવાળા માનવીઓ જાય કયાં?
રેશમી શ્રદ્ધા તળે રસ્તાય લીસા નીકળે!

એક પણ તોબા ઉપર તું તો મને બક્ષી શકે;
ને વળી મારા હિસાબે કૈંક તોબા નીકળે!

ફેરવી જો રિકત કર સૂકી નદી જેવા અહીં!
રમ્ય જાદુઈ દિલ દડે તત્કાળ દરિયા નીકળે!

દષ્ટિ બે ટકરાય; ધ્રૂજી જાય ઘટનાની હવા!
એક સાંધ્યે તેરના તૂટયા તમાશા નીકળે.

સ્તબ્ધતા, સંદિગ્ધતા 'ને ત્યાંય જીવન-બદ્ધતા;
હર સમસ્યા પાર ક્ષણ ક્ષણ શ્વાસ પૂરા નીકળે.

બેઉ આપસમાં છટકબારી અને કૈં પણ નહીં!
તું સમંદર, લોક ત્યાંથી સાવ કોરા નીકળે.

વ્યકત નિર્ભયતા વિશેના ભેદ ભેદ્યા શબ્દમાં
એક પાછળ એક થરથરતા ખુલાસા નીકળે.

કાં' અગમ-દિલમાં જ હું પાછો વળું ના બ્હારથી?
જેટલા રસ્તા મળે; દિલના જ રસ્તા નીકળે!

(પ્રગટ ગઝલસંગ્રહ "અચરજ" માંથી....)

લખું ☐ અજય પુરોહિત

વાદળો પીધાં પછી મૃગજળ લખું;
સ્વપ્નના કાગળ ઉપર સગપણ લખું
લાગણીને ચીતરી છે શ્વાસમાં-
આ હથેળીને થીજેલું રણ લખું.

હું કિંતુ અસ્તુ એમ તેમ □ ઇન્દુ પુવાર

અપ્ / અબ્ધિ/ અપ્સરા/ અંબુજ
હુંના ચેતોવિસ્તારમાં રમ્ય રમ્યા રમમાણ
હું બોધિ વૃક્ષ નીચે પદ્માસન લગાવી
    અડધી રકાબી ચા સાથે બેઠો છે

એની આસપાસનો છાયા વિસ્તાર છાનોછપનો
એક કાનામાતર સાથેનો અક્ષર શોધ્યા કરે છે
અક્ષર પ્રલાપ-ઉન્માદમાં ડૂબી મોજાં મોજાં થતો જાય છે
હું/ ચેતોવિસ્તાર/ બોધિ વૃક્ષ/ અડધી રકાબી ચા
ઘણો ઘણો આગળ નીકળી ગયો છે હું
જળ થળ આકાશમાં અટવાઈ ગયો છે હું
હુંનો હંસકાળ કમળવનમાં પાંદડીએ પાંદડીએ ખીલી ઊઠયો છે
ભીનો ભસ થઈ ગયો છો સુગંધ સુગંધ શણગાર દીપી રહ્યો છે
જળવિસ્તારમાં હુંની ચેતના તર્યા કરે છે
લીલોછમ વેલો થઈ ગઈ છે! ગૂંચવાઇ ગઈ છે          પાંદડી સાથે
એક તાંતણાની સાથે અનેક તાંતણા          ભીનાશ સાથે
એની ઉપર ઝર્યા કરે છે કાળો કાળો ગુંજારવ          સુગંધ સાથે
ગૂંચ ગૂંચ ગૂંચવાડા નામે એક આકાશ
હંસોનાં ટોળાંને છોડી મૂકે છે ચોપાસ
બરાબર આ સમયે બોધિ વૃક્ષને લાગણી શબ્દ યાદ આવે છે
હું ચોરનજરે સડક તરફ જુવે છે
એક પોલીસ કડક મૂછો સાથે ફરી રહ્યો છે
હાથમાં કડક ડંડો છો સિસોટી વગાડું વગાડું થઈ રહ્યો છે
પોલીસને વિષકન્યા વળગી છે લાગણી સાથે
એના હાસ્યમાં પોલીસનો ડંડો ફરી રહ્યો છે સિસોટી સાથે
હું ધડકે છે
આંખમાં ચમકે છે કાચો કાચો જળવિસ્તાર

પદ્માસન છૂટવા છટપટ થાય છે
વિષકન્યા કટ કટ ખાય છે પોલીસનો ડંડો
આખું ને આખું કમળવન ચાલવા લાગે છે
અડધી રકાબી ચા સાથે
હું/ કવિહંસ/ પાંખોની સફેદી/ પાંદડીઓની ગુલાબી
રમ્યા અપ્સરાની લાલાગગી/ ગમ્યા વિષકન્યા/ ડંડો/ સિસોટી
આ બધાં ધિધિ વૃક્ષની આસપાસ
ખોવાયેલા કાનામાતર સાથેના અક્ષરને શોધવામાં લીન છે
પદ્માસિત હું વિષકન્યાના હાસ્યમાં
પોલીસની સડકમાં જળવિસ્તાર શોધે છે
હુંની રિયાલિટિમાં છે તો એક નદી છે
ઘણાં વર્ષે પૂર આવ્યું છે એમાં
ગોરમટિયું જળ/ ભીનો ભીનો સુગંધાતા કાંપ
છેલોછલ એકબીજામાં સમાતો હું
હુંને પોતાનામાં વાળી દેવી છે કપાતો હું
આ આખી ને આખી પૂર સમેતની નદી ઘસાતો હું
દાટી દેવી છે રમ્ય રમ્યા રમમાણ છલકાતો હું
અપ્/ અબ્ધિ/ અપ્સરા/ અંબુજ
હું પદ્માસન છોડી હાથમાં અંબુજ ધારણ કરી લે છે
ચેતનાજળ હુંને ઝીણા ઝીણા પ્રમાદી ઉન્માદી પ્રલાપી અક્ષર માર્યા કરે છે
હું હણાયેલો હંસકવિ સફેદીની/ ભવ્યતાની
રિદ્ધિસિદ્ધિ કથવામાં પોલિસ/ વિષકન્યા/ સિસોટી વગાડી દે છે.
કમળવનમાં કાંકરી પડે છે
તરંગ સડક પર ઘુમરીઓ ખાધા કરે છે/ અપ્
હંસટોળું આકાશમાં લિપિને જન્મ દીધા કરે છે/ અબ્ધિ
ગૂંચવાયેલા વેલા તાજા ખીલેલા કમળ વિશે વાર્તા માંડે છે/ અપ્સરા
હું/ ચેતોવિસ્તાર/ વિષકન્યા/ સિસોટી/ હણાયેલો કવિહંસ/ અંબુજ
આગળ ચાલવું હોય તો ચાલો હું કિંતુ અસ્તુ........

બોધિ વૃક્ષ નીચે બે પગ લાંબા કરી હું
એક નક્કર બીડી સળગાવે છે
ને એમ નાચી રહ્યો છે બેઠો બેઠો વર્તમાન
ને તેમ ડૂબી રહ્યો છે ઊંડે ઊંડે વર્તમાન
ને જેમ ઊડી રહ્યું છે અડધું આકાશ
પડધું કમળવન
એમ એમ તર્યો તર્યો વર્તમાન વર્તમાન

હું કિંતુ અસ્તુ એમ્ તેમ્ વર્તમાન–વર્તમાન —

## રાત ☐ એન હેબર્ટ ☐ ધનવિદ્યા મહેતા

રાત
રાતનું મૌન
વહે છે મારી આસપાસ
પાણીના પહોળા ગુપ્ત ઝરણાની જેમ
(વીંટળાઈ વળે છે મને)

લીલાંભૂરાં નીરવ જળનાં ઊંડાણો વચ્ચે હું
મારા હૃદયને સાંભળતી
ઊઠું છું ને અંધારામાં જાઉં છું
ટાપુ પરના દીવાની જેમ
ધબધબ.... લય
ગૂઢ સાંકેતિક લિપિ
રહસ્યો હું ઉકેલી શકતી નથી.
પ્રકાશના પ્રત્યેક સ્ફોટ વખતે
હું આંખો વીંચી દઉં છું
રાતને ચાલુ રાખવા
આ મૌનનું સાતત્ય
ડુબાડી દે છે મને.

ગીત ☐ મહેશ યાજ્ઞિક

શમણામાં ચૂંટેલું મોગરાનું એક ફૂલ પાનેતર પહેરે પરોઢમાં,
બારીમાં ડોકાતું અજવાળું પૂછે કે હાર્યું છે કોણ કહો હોડમાં?

સોપારી કાપીને જેમ કોઈ તંબોળી
મેલે છે લીલાછમ પાનમાં
અણવીંધ્યા મોતીની રંગોળી જેવું કૈં
આગમતું છલકાણું રાનમાં

સોળ સોળ ઉનાળે પજવેલી કન્યામાં ચોમાસું જાગે મરોડમાં,
શમણામાં ચૂંટેલું મોગરાનું એક ફૂલ પાનેતર પહેરે પરોઢમાં!

ઝુલ્યાં'તા ડાળ ઉપર એનો આ થાક હજુ
ઘેરે છે પાંપણના દેશને
ઓગળતું અંધારું લાગે ને શ્વાસ હવે
પહેરે છે કલરવના વેશને

ભીનીછમ લાગે આ આંખો ને તોય કૈંક કોરું છે શમણાની સોડમાં,
બારીમાં ડોકાતું અજવાળું પૂછે કે હાર્યું છે કોણ કહો હોડમાં?

☐ જયા મહેતા

આકાશમાં ચંદ્ર ઊગે છે, ઝરણાં ખળખળ વહે
છે, પંખી ઈંડાં સેવે છે, કરોળિયાં જાળાં
રચે છે, સમુદ્રમાં મોજાં ઊછળ્યા કરે છે,
ખળખળ નાદ મધુર લાગે છે, કોચલું
તોડીને અબોટ કલરવ જન્મે છે....
ત્યાં સુધી
ત્યાં સુધી જ કવિ જીવે છે....

આવતી કાલ ☐ હસમુખ પટેલ ☐ જયા મહેતા

રસ્તા પરની બત્તીએ ગાયું કરમાયેલું ગીત
રાહદારી એ ઝાઝી વાર સાંભળી શક્યો નહીં.

એક પવિત્ર ગાય રસ્તા વચ્ચોવચ્ચ બેઠી હતી
— વાગોળતી

આવતાં જતાં વાહનો બેખબર હતાં
આસપાસની બધી ઉદાસીથી

એ ગીત એક ચેતવણી હોવાની કોઈને જાણ નહોતી.
પણ મને ખબર હતી,
કે મારે રસ્તો ઓળંગવો જોઈએ
અને એકવીસમી સદીનો દરવાજો
હળવાં વરસોને અને રાહદારીઓને આમંત્રતી
શાશ્વતી તરફ જવાની
ગ્રીન લાઈટ નહોતો....

પણ એ એક મંગલ ધ્વનિ હતો
દેવવાણી જેવો જ...

આપણી આ પ્રાચીન ભૂમિને
મનોવશ કરવામાં આવતી હતી પ્રગતિને પથે
અને આગળ ને આગળ વધવા માટે
અને ધ્યેય સિધ્ધ થાય ત્યાં સુધી
ન અટકવા માટે.

ઊધઈ ☐ સંજુવાળા

ઊધઈની
ઘર ઘર રમવાની વૃત્તિ
કશુંક કોરાતું હોવા વિશે
શું
કદી પણ નહીં વિચારે ?

વસ્તુની જેમ ☐ મહેશ શાહ

હાથવગી કોઈ એક વસ્તુની જેમ હતો
આપણો સંબંધ હાથવેંતમાં
એવી કઈ વાતની ડમરી ઊડી કે પછી
પગલાં વેરાઈ ગયાં રેતમાં.

કાગળની નદીઓને કાંઠેથી પીધી મેં
તારા આ અક્ષરની ભાષા
આશાને સીંચણિયે સીંચાતી સીંચાતી
ઊછરતી જાય પણ નિરાશા,
આજ હવે એકલી હું ક્યાં છું ઊંડાણમાં ને
બ્હાર નથી કોઈની સમેતમાં.

ચાંદનીના જેવી સુવાસ બધી લઈ ગયા
વાયરાઓ મૂકીને ફાયા
દિવસોના દોરાઓ ગૂંચાયા જીવતરમાં
શમણાંનાં મોતી વેરાયાં,
દીધેલા સાદેથી રંગાયું આભ તોયે
શ્યામ કે રહ્યું ન હવે શ્વેતમાં.

નકશો ☐ સ્નેહમયી ચૌધરી ☐ સુશી દલાલ
(હિંદી)

નથી મારી પાસે કોઈ વિચાર
જેને ફેલાવી દઉં
નથી સૂત્રો જેને મંચ પર
ઊભા રહીને સંભળાવી દઉં
નથી કોઈ આંદોલન જેનાથી
બધાને આંદોલિત કરી શકું
પછી ખબર નથી કેમ!
આખી બપોર
દેશનો નકશો પાથરીને
બેસી રહી—શરૂ થનારી
વિકાસ યોજનાઓને લઈને
ક્યારેક ખિજાતી, ક્યારેક ચિઢાતી
પછી સાંજે નકશો બંધ કરીને
મૂકી દીધો—અભરાઈ પર.

## કોડાઈ કૅનાલ – કેટલાંક ચિત્રો □ જયન્ત પાઠક

### ૧. કેડીઓ

એક ઉપર એક ઉપર એક
એમ આકાશને પહોંચતાં છેક
આ શિખરો;
કેડીઓને કોડ તે
લઈ આડા અવળા મોડ, ચડે
હાંફી-થાકી અધવચ અટકી પડે
એક બીજીનો હાથ ઝાલી
પાછી વળે, તળે.

### ૨. ઝરણું

આ એક ઝરણું
હસતા કિલ્લોલ કરતા
લસરપટ્ટી પર લસરતા
બાળકની જેમ
છોળમાં ઉછાળતું ફીણ
ઊતરે નીચે નીચે........ ખીણ

### ૩. એક વૃક્ષ

પહાડને બરાબર વળગીને
ટટ્ટાર અડાબીડ ઊભેલાં વૃક્ષો વચ્ચે
આ એક આડું પડેલું
મૂળમાંથી ઊખડેલું......
જોવા દો જરા ઝીણી નજરે
ક્યાંક હું તો નથી ને!

### ૪. તડકામાં

વાંસવા ચઢ્યો છે દહાડો
ને તોય ટાઢ ઊડતી નથી!
આ પહાડો
પગથી માથા સુધી શ્વેત વાદળાં ઓઢીને

બેઠા છે મૂંગા મૂંગા
સૂરજની ધીમી બળતી તાપણીને
વારે વારે ફૂંકતા
તડકાના તણખા ઉડાડતા....

૫. બિચારા પહાડો

અભીપ્સાના ઉછાળ્યા ઊછળ્યા તો ખરા એકવાર
પહોંચવા આકાશની પાર–
પણ ઉત્સાહ ઓછો પડયો
થાકયા, રહી ગયા અંતરિયાળ!
ના ઊંચે જવાય
ના નીચે ઊતરાય
હવે ખીણોના અંધારાને
ટપકતી આંખે તાકયા કરે
બિચારા પહાડો
રાત–દહાડો!

## બીજ ☐ ઉશનસ્

કિયાંય વળી છોડ આ ફણગી ઊઠિયો છે અહીં,
અહીં ઘરપછીતના તુલસીના કૂંડે!
ન મૂળ પણ નાખિયાં બહુ ઊંડે;
ન નામ, નહીં ઠામ; સ્ફોટ બસ; પ્રીછ બીજી નહીં;
અહો, કયહીંથી આમ આ વગર નામનાં બીજ કો
ઊડયા જ કરતાં હવામહીં અદીઠ!
જતાં કયહીં ગરી ફળાઉ લહી પીઠ!
જરાક જળ છંટકાવ, બસ ટીશ ફૂટી જ કો!
અડાયું ભભરાવ્યું'તું, કરથી ભાંગી ભુકકો કર્યું;
અડાયું કંઈ સીમથી મળ્યું હશે?
કિયું પશુ હશે? શું ખાણ ચર્યું એ હશે?
અડાયું કંઈ કેટલાં બીજ થકી હતું સંભર્યું!
પ્રયત્ન, જળ, ખેડ, ખાદ: બધું ઠીક મારા ભાઈ,
બીજો જ વણઝારીકોમ, ગરતાં ગમે ત્યાં જઈ.

અમે ☐ જ્યોત્સ્ના મોદી

દેખાતાં વાદળાંનાં શિલ્પોમાંથી
અમે કોઈ આકાર ઉપસાવી શકતાં નથી,
પેલે પાર દેખાતી ક્ષિતિજની સીમાને
અમે શોધી શકતાં નથી,
ખીલેલી કળી ઉપર ભ્રમણ કરતા
મધુકરની ગતિને
અમે પામી શકતાં નથી,
ખળખળ વહેતી નદીના ઊંડાણને
અમે આરપાર જોઈ શકતાં નથી,
પાંખોના પમરાટવાળાં પંખીઓની ઊંચાઈને
અમે પહોંચી શકતાં નથી,
ઇચ્છા હોવા છતાં
કુદરતની કરામતને અમે કેમ
પામી શકતાં નથી?
અમે અસમર્થ છીએ?

અનન્ય ☐ ભાનુશંકર ઓધવજી વ્યાસ

એકાન્ત હોય ત્યારે
હું કદી એકલો નથી હોતો!
મારી પાસે શબ્દોનાં શર હોય,
છંદોના વિલાસ હોય, રંગો હોય,
પૃથ્વી પર હોઉં, અવકાશ ચૂમું
ને વસંતની વાડીનું ફૂલ થઈ ઝૂમું!
હું કદી એકલો નથી હોતો!
મારી સામે મેઘધનુનો લય હોય,
ધરતીની સંકડાશ ન હોય, વય ન હોય,
ને એ ફૂટે ત્યાં સર્વત્ર જય પણ હોય!
સાજ હોય, સાકી હોય ને મય પણ હોય!

હું કદી એકલો નથી હોતો!

મારી એક ફૂંક, સાગર તરંગોનાં તરે,
પત્રોમાં ગાન જગને કુતૂહલથી ભરે,
લોકોની વીગતોમાં હું નથી હોતો,
ગોચર રહીને નહિ હું હસતો કે રોતો!

હું કદી એકલો નથી હોતો,
એકાન્ત હોય ત્યારે
હું કદી એકલો નથી હોતો!

પ્રિય સુરેશભાઈ,

આમ તો મને નાટક, નવલકથા અને સુંદર ફિલ્મો ગમે. એટલે તમે મને કવિતાના ૧૬૧મા અંકમાંથી ઉત્તમ કાવ્ય પસંદ કરવાનું કહ્યું ત્યારે થોડી મૂંઝાઈ.

કાવ્ય વાંચતી જરૂર. કોઈ પણ કાવ્ય પર નજર પડે કે સમગ્ર કવિતાનો ભાવ જોઈ લઉં, જો ગમે તો એમાંની એકાદ સુંદર પંક્તિ શોધી લઈ એને ફરીફરી વાંચી લઉં. કવિતા સાથે મારો આટલો સીધો સંબંધ. કાવ્યો ગમે પણ લખવાની સજ્જતા નહીં આવે તે હું સમજું. ત્યાં તમે મને ઘણાં કાવ્યો વાંચવાની અને માણવાની તક આપી. એક આહ્લાદક અનુભવ.

ફરી ફરી કાવ્યો વાંચ્યાં અને બે ત્રણ કાવ્યો પર નજર અને હૈયું ઠર્યાં. આખરે આ અંકમાંની બરકત વીરાણીની ગઝલ મેં પસંદ કરી. એક સર્જક તરીકે એમાંનું વિચારબીજ અને એક ભાવક તરીકે એની ઋજુતાભરી માવજત મને ખૂબ ગમ્યાં. એક સાદીસીધી વાત-પોતાની જાત પ્રત્યેના સ્ટેટમેન્ટથી શરૂ કરી. જાણે ઊંડે ધરતીમાં બીજ વાવ્યું. પછી બીજનું તૃણાંકુર બની ફૂટવું, ઊગવું અને ઊંચે ને ઊંચે વધતા જઈ સૂર્યોન્મુખ થવું-કાવ્યનો આ કુદરતી વિકાસ એને તાજગી બક્ષે છે.

આવા અનુભવનો મોંમેળાપ કરાવવા બદલ તમારો આભાર.

-વર્ષા અડાલજા

## ગુફ્તગુ-એ-ખાસ ☐ રમેશ પારેખ

૧

તારાં જ છે તમામ, ન ફૂલોનાં પૂછ ન નામ, ગમે તે ઉઠાવ તું
લૂછી લે ભીની આંખ, ન દરવાજા બંધ રાખ, ફરી ઘર સજાવ તું

આંસુભર્યાં રૂમાલ સૂકવવાની આજકાલ ઋતુ છે શહેરમાં
પંપાળ મા તું ઘાવ, ઢળેલી નજર ઉઠાવ, નજર ના ઝુકાવ તું

સપનાંનો ભગ્ન અંત નવેસરથી આ વસંત લખે છે કૂંપળ વડે
કૂંપળ છે તારી મિત્ર ને દોરે છે તારું ચિત્ર, ન ચહેરો છુપાવ તું

અચરજ છે એ જ એક કે સર્વત્ર મ્હેક મ્હેક મધુરપનો મોગરો
થોડી ક્ષણોને ચૂંટ કે આખોય બાગ લૂંટ ને ઉત્સવ મનાવ તું

હોઠે થીજેલ શબ્દ ને લોહીનાં વ્હેણ સ્તબ્ધ-શું આ આપણે છીએ?
તારો છે હક કે માગ, અનાગતની પાસે રાગ ને મહેફિલ જમાવ તું

બેઠો ર.પા. ઉદાસ અને એની આસપાસ તું ટોળે વળી ગઈ
ના ચૂપચાપ તાક, ને ભીતર જરાક ઝાંક, છે એનો અભાવ તું

૨

કોઈ શોધે મને ક્હાવરું ક્હાવરું એવું સપનું ઘડીને ઊભો છું
કોઈ શોધે તો એનાથી સંતાવું શું? એ વિચારે જડીને ઊભો છું

હોઠ ભીડેલ છે, મુઠ્ઠી વાળેલ છે, આંખમાં સ્હેજ ઝળઝળિયાં આવેલ છે
મારી આંખોમાં તિરાડ પાડી છે એ દૃશ્ય સાથે લડીને ઊભો છું

મારી શું હેસિયત છે કે વાગું હું કોઈના એકાંતમાં વાદ્ય માફક?
તારા ઉંબરની પાસે તો ક્યાં ક્યાંથી પથ્થરની પેઠે દડીને ઊભો છું

મેં તો પહેલેથી ધાર્યું'તું કે હાથમાં છે અધી ભાગ્યરેખા મરેલી
ને ન કોઈને લાગે કે હું એવો જણ છું જે સાચો પડીને ઊભો છે

મારી ઉંમરને હું સૂપડે ઝાટકી વીણવા બેઠો થોડાંક મોતી
છેવટે જોઉં તો ફોતરાં ફોતરાં ફોતરાં પર ચડીને ઊભો છું

૩

આવી હવાની લ્હેરખી તારા તરફ, મારા તરફ
ફેંકી ઋતુએ ગુલછડી તારા તરફ, મારા તરફ

તું ખિન્ન છે? કાં ખિન્ન છે? એવું પૂછે છે આ સમય
ચીંધીને એની આંગળી તારા તરફ, મારા તરફ

નહોતી ખબર કે માત્ર આ દુનિયા તો દુનિયા છે, અને
એનું વલણ છે નાટકી તારા તરફ, મારા તરફ

ના રાતને પંપાળ તું, જો સૂર્ય આવે છે નવો
અજવાસની લઈ પાલખી તારા તરફ, મારા તરફ

જો સાદ પાડયો આપણે તો પર્વતો ફાડી અને
કેવી ધસી આવી નદી તારા તરફ, મારા તરફ!

૪

સાત રંગના સરનામે, ના તું આવી, ના હું આવ્યો
ના ઘર ઊઘડયાં સામે સામે, ના તું આવી, ના હું આવ્યો

તું કેશ સૂકવતી રહી તડકે, હું ડૂબતો ચાલ્યો પુસ્તકમાં
બહુ વ્યસ્ત રહ્યાં અંગત કામે, ના તું આવી, ના હું આવ્યો

કેવા દુખિયારા ગર્વ વડે ખરબચડી ઉંમર પંપાળી?
શું કામ હતું બીજું આમે? ના તું આવી, ના હું આવ્યો

ના સાંજની બેઠી સોગઠીઓ, ના કોડી ઊછળી સપનાંની
ચોપાટ રમ્યા ડામે ડામે, ના તું આવી, ના હું આવ્યો

એક વાતનું પુંકેસર તૂટયું, એક ડાળ તૂટી ગઈ શબ્દોની
એક મજિયારા મનના નામે, ના તું આવી, ના હું આવ્યો.

કરવું, ન કરવા વિશે ☐ શેસ્લૉ મિલૉશ ☐ સુરેશ દલાલ

માણસે ચંદ્રને ચાહવો ન જોઈએ.
એના હાથમાં રહેલી કુહાડીની પકડ ઢીલી ન થવી જોઈએ.
સડતાં સફરજનોની વાસ એના બગીચામાં આવવી જોઈએ
અને ખાસી ચીડ ચડે એવા કાંટાળા ઝાડને ઉછેરવાં જોઈએ.
વાત કરે ત્યારે માણસે વ્હાલાછમ શબ્દો વાપરી ન નાખવા જોઈએ.
અથવા અંદર શું છે એ જોવા માટે એણે બીજને તોડીફોડી નાખવું ન જોઈએ.
એણે બ્રેડના ટુકડાને નાખી ન દેવો જોઈએ અથવા પાવકમાં થૂંકવું ન જોઈએ.
(કારણ કે આટલું તો મને લ્યુથેનિયામાં શીખવવામાં આવ્યું હતું.)
આરસનાં પગથિયાં પર જ્યારે એ પગ મૂકે ત્યારે
કદાચ એ, પેલી તોછડી રીતભાતથી બૂટ પોતાના જોડાથી એને કચ્ચર કચ્ચર કરવાનો પ્રયત્ન કરે
જાણે કે ફરી યાદ આપવા કે આ પગથિયાંઓ પણ કાયમનાં રહેવાનાં નથી.

...મારી તનહાઈમાં ☐ લલિત ત્રિવેદી

કેટલી સાંજ છે મારી તનહાઈમાં ?
રાત છે કેટલી મારી પરછાંઈમાં ?

એક પર્વતથી ઊંચો છે પર્વત બીજો,
એક ખાઈ વટાવું બીજી ખાઈમાં.

સ્નિગ્ધતામાંથી લપસી ગયો બ્હાર ગર્ભ,
ને લપસ્યો આ પૃથ્વીની ગોળાઈમાં.

શ્વાસ ધારું તો હમણાં પૂરા થૈ શકે,
પણ, મઝા આવે છે આ અધુરાઈમાં.

આપ ખૂટી રહ્યા છો હવે તો લલિત,
કે અલગ થૈ પડ્યા છો અનોખાઈમાં.

NIGHT SONG AT AMALFI ☐ Sara Teasdale

I asked the heaven of stars
What I should give my love.
It answered me with silence,
Silence above.

I asked the darkened sea,
Down where the fishermen go.
It answered me with silence,
Silence below.

Oh, I could give him weeping,
Or I would give him song —
But how can I give silence
My whole life long?

# કવિતા

ધી રજિસ્ટ્રેશન ઓફ ન્યૂઝ પેપર્સ (સેન્ટ્રલ) રૂલ
૧૯૫૬ અન્વયે 'કવિતા' પત્ર અંગેની માહિતી
ફોર્મ નં. ૪ (જુઓ રૂલ નં. ૮),

| | |
|---|---|
| ૧. પ્રકાશનનું સ્થળ | : સ્ટેટ્સ પીપલ પ્રેસ, જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ–૪૦૦ ૦૦૧. |
| ૨. તેના પ્રકાશનની સામયિકતા | : દ્વૈમાસિક |
| ૩. મુદ્રકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ, |
| રાષ્ટ્રીયતા | : ભારતીય |
| સરનામું | : ડી-૨૦૬, વીણાનગર, એસ. વી. રોડ, મલાડ (પશ્ચિમ), મુંબઈ–૪૦૦ ૦૬૪. |
| ૪. પ્રકાશકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ, |
| રાષ્ટ્રીયતા | : ભારતીય |
| સરનામું | : ડી-૨૦૬, વીણા નગર, એસ. વી. રોડ, મલાડ, (પશ્ચિમ), મુંબઈ–૪૦૦ ૦૬૪. |
| ૫. તંત્રીનું નામ | : ડૉ. સુરેશ દલાલ, |
| રાષ્ટ્રીયતા | : ભારતીય |
| સરનામું | : ૧૩૩, હસા મહાલ, દલામલ પાર્ક, કફ પરેડ, મુંબઈ–૪૦૦૦૦૫. |
| ૬. જે વ્યક્તિઓ આ અખબારના માલિક હોય અને કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનાર ભાગીદારો અથવા શેરહોલ્ડર હોય તેમનાં નામ તથા સરનામાં. | : સૌરાષ્ટ્ર ટ્રસ્ટ (બોમ્બે પબ્લિક ટ્રસ્ટ એક્ટ ૧૯૫૦ અન્વયે રજિસ્ટર્ડ) જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, મુંબઈ–૪૦૦૦૦૧. |

હું ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૦-૪-૧૯૮૬.

ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ
પ્રકાશકની સહી.

વિશાળે જગવિસ્તારે નથી એક જ માનવી.

—ઉમાશંકર જોશી

તંત્રી: સુરેશ દલાલ
સળંગ અંક: ૧૧૨
વર્ષ ૧૯: અંક ૪: એપ્રિલ ૧૯૮૬
મુખપૃષ્ઠ સજાવટ: દિનેશ દલાલ

# કવિતા

(દ્વૈમાસિક)



**લવાજમ:** દેશમાં ૩૬ રૂપિયા. પરદેશમાં ૫૫ રૂપિયા. આ અંકના છૂટક ૬ રૂપિયા. બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઑર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી છે. **પત્રવ્યવહારનું સરનામું:** જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ ૬૨, મુંબઈ-૧ સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ. સ્ટેટ્સ પીપલ્સ પ્રેસ, મુંબઈ-૧.

**સૂચના::** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઈનલૅન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. **નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક-મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.**

☐ મીરાં

જો તુમ તોડો પિયા, મૈં નાહીં તોડું;
તોસેં પ્રીત તોડ, કૃષ્ણ! કૌન સંગ જોડું ?

તુમ ભયે તરુવર, મૈં ભઈ પંખિયા;
તુમ ભયે સરોવર, મૈં તેરી મછિયા.

તુમ ભયે ગિરિવર, મૈં ભઈ મોરા;
તુમ ભયે ચંદા, મૈં ભઈ ચકોરા.

તુમ ભયે મોતી પ્રભુ, હમ ભયે ધાગા;
તુમ ભયે સોના, હમ ભયે સોહાગા.

મીરાં કહે, પ્રભુ! વ્રજકે વાસી!
તુમ મેરે ઠાકુર, મૈં તેરી દાસી.

☐ मीरां ☐ अनु. **जशवंती दवे**

**(गुजराती काव्यम्)**

यदि त्वं विभंक्षसि अहं नैव भंक्ष्यामि ।
त्वया सह प्रीतिं भंक्त्वा केन सह संयुनज्मि ।।
यदि त्वं तरुवरः अहं वै विहंगमा ।
यदि त्वं पद्माकरः अहं तत्र मीना ।।
यदि त्वं गिरिवरः अहं नु मयूरी ।
यदि त्वं सुधाकरः अहं नु चकोरी ।।
यदि प्रभोः मौक्तिकं त्वं भवाम्यहं सूत्रम् ।
भवसि यदि त्वं सुवर्णं 'सुभगा'ऽहं सत्यम् ।।
मीरां वदति प्रभो : त्वं व्रजवासी ।
त्वं मम स्वामी अहं तव दासी ।।

KAVITA Regd. No. R. N. 16800/

☐ નાથાલાલ જોશી

જલપૂરિત અષાઢી વાદળીઓ નીચી નમીને તૃષાર્ત ધરાને ભીંજવે છે, રસાળ કરે છે અને હરિયાળી બનાવે છે. જગદંબા પણ અનંતકરુણાના ભારથી નમીને પતિત, અસહાય અને પંકમાં ખૂંપેલ બાળકોને ઊંચકીને રસભીનાં અને નિર્મળ બનાવે છે.

☐

કોકિલના ટહુકારમાં બૌદ્ધિક તત્વજ્ઞાન નથી; ઊછળતા ઝરણાના સ્વચ્છંદ વહેણમાં ચિંતન નથી; મેઘધનુષના મનમોહક દૃશ્યમાં, સિંદૂરવર્ણી સંધ્યામાં અને અરુણોદયની આભામાં સૂક્ષ્મ તર્ક નથી; ચાંદ–સિતારા પણ ગહન ઉપદેશક નથી; રંગબેરંગી પુષ્પોની માદક સુગંધ અને મંદ પવનલહરીઓ ગ્રંથમંથન કરતાં નથી; પરંતુ એમની હૃદયસ્પર્શી ઝલક માત્ર તમોને પરમને ચરણે સોંપી દેશે.

□ રમેશ પારેખ

હરિએ દઈ દીધો હરિવટો ...
ક્યાં દેખું એ સુંદર મુખ, ક્યાં સનકારો ગળચટો?

આઘે આછા હરિરથ ઝળકે તેને તાકું કેવા !
પ્રાણ હોય તો તોડું આ તો હરિપણાના હેવા

નહીં સૂરતની, નહીં મૂરતની, આંસુની રમઝટો

મીરાં કે' પ્રભુ, અણસમજુનાં ક્યાં છે એવાં ગજા'?
કરી મને પાંપણથી ચપટી વગાડવાની સજા

દરિયાએ પોતાના જળને એમ કહ્યું કે–'ઘટો!'



### બે કુમરહીઈ ગઝલ ☐ હર્ષદ ચંદારાણા

(૧) તારા લગી

આભ તારા લગી કડી જેવું
તારી નવરંગ ચુંદડી જેવું

પુષ્પ જેવી પળોનું પથરાવું
હાસ્ય છે તારું ગુલછડી જેવું

રગરગે વહેતું થાવું વૃક્ષોનું
સ્પર્શવું તારું પાંદડી જેવું

તારું જાણે લલાટ છે દરિયો
ટાપુનું હોવું ટીલડી જેવું

આંસુનું હોવું ગાલ પર તારા
ટીપું ઝાકળ ને પાંખડી જેવું

(૨) સ્વપ્ન – ગઝલ

કોઈ બાધા કે આખડી જેવું
સ્વપ્ન તારા લગી કડી જેવું

ફોન, ફાઇલ ને હિસાબોમાં
સ્વપ્ન રાખું છું ગુલછડી જેવું

ક્યાંય નીંદરનો પણ નથી દરિયો
સ્વપ્નનું હોવું નાવડી જેવું

સાત પાતાળનેય વીંધે છે
સ્વપ્નનું કામ શારડી જેવું

જાય તારા સુધી અને આવે
સ્વપ્ન તો પવનપાવડી જેવું

(સ્મરણ : ચન્દ્રકાન્ત દત્તાણી ઉર્ફે દરિયો પોરબંદરનો)

### વનમાં ☐ મણિલાલ હ. પટેલ

ઢોળાય પહાડો
પર્ણહથેલીઓમાં ઝિલાય
પીવાય અરણ્ય ચસચસી

ચૂપકીદી આદિવાસીના તીરશી
કઠોર થડથીય રુક્ષ હવા
છોલાય ગાત્રગાત્ર
લોહીટશિયા ફૂટે
ચૂંટે લીલાશ મનને
નેત્ર ફરકે પીંછાં
રક્ત મરકે મરુણકૂંપળ
શૃંગાતા આકાશ તળે
તનહીન વન તરવરે
તરુતળે ધુમ્મસધણ

ડાળે ફૂટે પંખી
તૃણે તૃણે રવ
હિંસ્ર પશુ શું વધે વન
ઘૂંટે ઘેન–
મંદ જળગાન રાતભર
બેડી સમ પગે પડી
પ્રત્યેક કેડી

અઘોરી અરણ્ય અતળ
અરવતા પત્રાય
છલકાય તોતિંગ તરુવરો
સંભળાય
વિસ્મૃત–નિર્ઝરો
રૂંધે દિગન્ત ભેખડો
ભૂંસાય મનનાંય પગલાં....

પથ્થર ☐ મૂકેશ વૈદ્ય

પથ્થરની અણિયાળી ચીંધરી ધાર.
ગાલ પર ઘસું ને છોલી નાંખુ દાઢીના બાલ.
માણસની દાઢી
હાળી, બળવાખોર.
ઊગે જ જાય; બસ ઊગે જ જાય.
કાંચળીની જેમ ઊતરડી લો. તોય
વડવાઈઓ ફાલે જટાઝુંડમાં
લપકે ઊની ઝાળે લટુરિયાઓ અગનકુંડના
દોરા ફૂટયા
ગંધઝપાટે ઘોડા છૂટ્યા ને ખરી વગરના
રણકે દડબડતા
ખડિંગ દઈને ધધણ્યા ઝગમગ ડુંગર, કોતર, ખીણ....
તે દી'થી મંડયો છું.
રોજ ઘરની બહાર પડું તે પહેલા
કે લગ્ન-વિવાહ કે સાહિત્યિક મેળાવડે જવાનું હોય ત્યારે તો ખાસ.
ઘસી ઘસીને ચળકતી, ચકચકતી કરું
પથ્થરની પાતળી ધાર.
કરું તીક્ષ્ણ અને તેજ
ચકમક તણખા ઝરે
ને તોય આતંકે ઝૂઝતા, ઝઝૂમતા લોહીની
તીવ્ર જિજીવિષા
ફરી પાછી ફણગી ઊઠે
પથ્થર ફોડીને.
(૨-૯-'૮૨)



## રસ્તો ☐ જગદીશ ત્રિવેદી

આછાં અંધારાં ઊતરે અને
સાદડીનો વીંટો દબાવીને બગલમાં
નીકળી પડું ઘરની બહાર.
જોજનોના જોજનોને જોડનારા રસ્તાઓના સંધિસ્થાને
ઝૂકેલાં વૃક્ષની છાયામાં
સાદડીનો વીંટો ઉકેલી મૂકું છું.
દૂરદૂરનાં ગામેગામને વીંટળાઇ વળેલા રસ્તા પર
મારી નજરનાં પતંગિયાં ઊડાઊડ કર્યા કરે છે.
મને તો ખબર છે જ:
અહીં કોઇ આવવાનું નથી.
અહીંથી કોઇ ક્યાંય ગયું જ નથી ને!
છતાં રોજ–
ઊતરે આછાં અંધારાં અને—

## ગઝલ ☐ હરીશ વટાવવાળા

નખ તળેથી યાદ તારી નીકળી; સાચ્ચું કહું,
શ્વાસની ભેખડ તૂટી'તી ઊંઘમાં, સાચ્ચું કહું.

આંગળીના વેઢથી નાચી હશે; કઠપૂતળી,
પૂછ ના, એનેય કેવું દુઃખ છે, સાચ્ચું કહું.

કેટલું તોફાન ઊમટયું છે હૃદયમાં ધૂંધળું!
એ તિરાડો તોડીને પૂર આવશે, સાચ્ચું કહું.

પાંપણે જળવત્ બની ઊભી રહી ઝારી ભરી,
એટલે તો આંખમાં દરિયા તૂટયા, સાચ્ચું કહું.

તું હવે મોકલ મને એ દસ્તખત કાગળ મહીં,
કેટલા અકબંધ લિફાફા રહ્યા, સાચ્ચું કહું.

દશ્ય - શ્રાવ્ય ☐ સુરેશ દલાલ

મહાબલિપુરમમાં જોયેલો દરિયો કાનથી ભુલાતો નથી.

અશ્વની શ્વેત કેશવાળી જેવા
કે સિંહની યાળ જેવાં મોજાંઓ
કોઇ વિરાટ પુરુષના શ્વેત દાંત જેવાં મોજાંઓ
ખૂબ પાસે આવીને
રેતીને મીઠાં નખોરિયાં ભરતાં મોજાંઓ....

એક એક મોજું
કોઈ સનાતન જખમ મૂકી જાય છે મારા હૃદયમાં

મહાબલિપુરમમાં સાંભળેલો દરિયો આંખથી ભુલાતો નથી.

હું દરિયાને આંખમાં ભરી તો લઉં
— પણ કેટલો?
હું દરિયાને કાનમાં ભરી તો લઉં
— પણ કેટલો?
હું દરિયાને સ્હેજ પણ ઢોળાઇ ન જાય એમ
શ્વાસમાં સાચવીને લઈ આવ્યો છું
મારે એને લયના કોઈ પણ કિનારામાં બાંધવો નથી.
મારી આંખમાં દરિયો એવો ને એવો છે
કદીયે સુકાતો નથી.

સોપારી શો ☐ કિશોરસિંહ સોલંકી

અહીં સોપારી શો
સતત કતરાતો રહું
સદા.

ચંદ રુબાઈયાત ☐ પતીલ

૧ મુજ શોકબંધ કારિયા નીકળે છે ક્યાંયથી?
પથ્થર સમું કલેજું આ પીગળે છે ક્યાંયથી?
હું તો રહ્યો છું છેક હજી અંધકારમાં
કે જ્યોત અવનવી આ ઝળહળે છે ક્યાંયથી?

૨ છું એટલો બધો નથી બદનામ હું થયો,
કે મંડળોમાં મિત્રના ગુમનામ હું થયો;
મારે લીધે તો રાખી હતી ના ફિકર કશી–
કોને લીધે ને કેમ બેમુકામ હું થયો?

૩ ઇજ્જતની હોત મેં કરી દરકાર જો જરા
તો કોણ લેત સાંભળી મેણાં, તજાગરા?
ખિદમત નહિ મળી તો નકામી બલા ટળી
આબાદ આપ મેળે થતાં કામ આકરાં.

૪ જલસાઓ રોજના નહીં જલસાઓ લાગતા,
પરદાઓ ખેલના બધે પરદાઓ લાગતા;
પડછાયા તણી પ્રીતમાંહી શી મઝા રહી,
જો ના નજીક દોસ્તનાં મુખડાંઓ લાગતાં?

૫ ફળિયું મ્હારું ક્યાં ક્યાં મને ફેંકી રહ્યું છે.
મુજ શોખનું મકાન જ્યાં મહેકી રહ્યું છે?
કોને કહું હું, ઓ કલેજા જેટલી વહાલી,
કે કોણ કલેજું મ્હારું શેકી રહ્યું છે?

ધસી આવો ☐ કિશોરસિંહ સોલંકી

રહ્યો ઊભો આંહી, સિગનલ સમો, રાહ નિરખી,
ધસી આવો વેગે ધકધક થતી ટ્રેન થઈને.

બોજ □ જગદીશ ત્રિવેદી

હવે મારાં હાડકાંમાં રહી નથી શક્તિ
લોહીની ભીનાશ વગર
માંસ સુકાઇ ગયું છે.
સુક્કા માંસના પોપડાના પાતળા ખૂણા
વાગ્યા કરે છે—
મને સતત ખટક્યા કરે છે.
ગોબાઇ ગયાં છે હાડકેહાડકાં.
મારાં મુઠ્ઠીભર હાડકાં—
ઝીલી ઝીલીને તે કેટલાં ઝીલે વજન!
કુટુંબ-ભાર?
સમજ્યા મારા ભાઇ, એ તો વહાલ છે,
મિત્ર-ભાર?
સમજ્યા મારા ભાઈ, એ તો મીઠી હૂંફ છે,
પણ પેલા-
થઇ બેઠેલા નેતાઓ
લબાડ લુચ્ચાઓ-
ચડી બેઠા છે મારા ખભા પર—
દિવસભરના વીણામણની જે કાંઇ મુઠ્ઠી—
ઝપટ મારી ઝૂંટવી ખાઇ જાય છે!
ધરાતા તો નથી જ-
પણ ગોબાયેલાં મારાં સૂકાં હાડકાં
ભાલાની જેમ એમને ખૂંચવા લાગે છે જ્યારે
કૂદી પડે છે ખભા ઉપરથી મારા બેટા!
પણ પાછા—
એમના દુકાળિયા ગોઠિયાઓને
બેસાડતા જાય છે, ઊંચકીને મારા ખભા પર!

કહું છું-
હવે હાડકાંમાં રહી નથી હામ!
તોયે ચામના ચગળનારાઓ
મને હાંકયા જ કરે છે-
પીઠ પર ચડી બેસીને
ચાબુક ફટકાર્યે જ જાય છે!
ફટકાર્યે જ જાય છે!

આ મારો ફોટોગ્રાફ ☐ માર્ગરિટ એટવુડ ☐ નીતા રામૈયા
(કેનેડિયન)

અગાઉ ક્યારેક લેવાયેલો હતો.
આમ જુઓ તો
ડાઘાડૂઘીવાળી
છાપ લાગે:
ઝાંખી ઝાંખી રેખાઓ અને રાખોડી ચાઠાં
કાગળ સાથે એકરૂપ;

પછી, તમે ઝીણી નજરે જોતા
જાવ, તેમ તમને ડાબા હાથના ખૂણે
ડાળી જેવી વસ્તુ દેખાશે: ઝાડનો ભાગ
(બાલ્સમ કે સ્પ્રુસ) * બહાર ડોકાતો
અને, જમણે હાથે, ઉપર અધવચ્ચે
હોવો જોઈએ એક નજાકતભર્યો
ઢાળ, એક નાનકડું લાકડાનું ઘર.

પછવાડે એક તળાવ છે,
અને તેની પેલે પાર, કેટલાક ડુંગરા.

આ ફોટોગ્રાફ મારા ડૂબ્યા
પછીના દિવસે લેવાયો છે.

હું તળાવમાં છું, ચિત્રના
કેન્દ્રમાં, સપાટીની લગભગ નીચે.
બરાબર ક્યાં કે કેવડી મોટી કે
કેવડી નાની હું છું
તે કહેવુ મુશ્કેલ છે:
પ્રકાશ ઉપર પાણીની
અસર તે વિકૃતિ છે

પણ તમે પૂરતો લાંબો સમય જુઓ તો
બનવાજોગ છે કે
તમે મને જોઈ શકો.

---

* બાલ્સમ: ખુશબોદાર દ્રવ્ય આપનારું એક
જાતનું સુગંધી ફૂલવાળું વૃક્ષ
સ્પ્રુસ: સદા હરિયાળું રહેતું શંકુદ્રુમ

વાવાઝોડાનો અન્ય અર્થ ☐ જગદીશ ત્રિવેદી

આખો દિવસ ગઈ કાલનો
વાવાઝોડાએ મને હંફાવ્યા કર્યો–
પર્વતશિખરેથી તળેટીમાં–
તળેટીથી દરિયામાં–
દરિયામાંથી ઊંચકીને સૂકા તણખલાની જેમ
હવામાં એવો તો વીંઝી ફંગોળયો મને–
આંખ અધ ખોલી, જોઉં ઝીણું ઝીણું
તો ઘરઆંગણું મારું જ !
ધીરેકથી ઘરમાં પેસી જઇ
અંદરથી બરોબર બંધ કરી દીધાં બારણાં.
વાવાઝોડાએ તો રાત આખી
વર્તાવ્યા કર્યો કાળો કેર—
ઘરની બારીઓના જાડા કાચનો
બોલાવી દીધો ભૂકો—
દીવાલો બધી હચમચાવી મૂકી—
છાપરામાં પાડી દીધી તિરાડો—
ઘરના અંધારા એકલ ખૂણામાં
આંખો મીંચી
ફફડતી જલ-લહરીની જેમ
ધ્રૂજતો હતો હું —

શાંતિ
નિસ્તરંગ શાંતિ લહાતાં
ફફડતાં ફફડતાં ખોલું ઘરનાં દ્વારઃ
ફટાબાર બારણાં વચ્ચે
આકુળવ્યાકુળ ઊભેલો મને જોઇને અંધકારમાં
શેરીમાં ક્યાંકથી કોઇક બોલ્યુંઃ
'કેટલાં હચમચાવ્યાં બારણાં

પણ તમે તો ખોલ્યાં જ નહિ !
શું હતું તમારે ત્યાં ?
કોઈ પ્રસંગ હતો ?
કોણ આવ્યું હતું ?
કોણે છેડી હતી મધુર દૈવી સુરાવલિ રાતભર ?
અમારે પ્રત્યક્ષ જોવું-સાંભળવું હતું-
પણ તમે તો ખોલ્યાં જ નહિ બારણાં !'
હાય રે-
વાવાઝોડાનો અન્ય અર્થ મને આવડયો હોત !

સમય ☐ પ્રફુલ્લ પંડયા

છે કાચી અવસ્થાને કાચો સમય
ફરીથી સમજવાને વાંચો સમય
કદી જો સફરને એ મ્હેંકાવી છે
કદી એ જ બનતો તમાચો સમય
તમે ઉજવો જો રૂપેરી પૂનમ
ભલામણ કરું તો કે નાચો સમય
બધી આંખના પાટા ખુલ્લી જશે
અગર ભેટે સાચાને સાચો સમય
તારા ચોકમાં પાછો આવી શકું
બતાવે કોઈ કેડી કે ખાંચો સમય
હવે સર્વ છોડો ''પ્રફુલ્લ'' નિજને છોડો
છે તમારો સમય પણ છે કાચો સમય

બિલ્લી ☐ પુરુષોત્તમ મિસ્ત્રી

આંખો બિલ્લીમૂછ શી ફરી ફરી શોધે ને ફંફોળે
વાડ આંતરા છલંગી વાણી ભર્યાં હરખને ઢોળે :
'નહિ બદલાયા લગીર તમે તો
          હજીય પહેલાં જેવા'

વરસો વાવ્યાં બીજમાં લીલી કૂંપળ હળુહળુ કોળે.
કાળ વીત્યો ને ગાજવીજ કૈં આંધી કૈં અંધાર
હોડી અહીં તહીં અથડાતી ઉપરતળે, મઝધાર
ઝટકા રગરગ વાગ્યા ભીતર
        હાડોહાડ ઉકળાટ
એ ઘાવ–ડાઘના ડુંગર પીગળ્યા આંખોને અણસાર.

કાળ હશે કાળો કે ધોળો? કામ ક્યારે? અત્યારે?
પળ પળ જે જે આવી મળતું; મ્હાણે, ખુશીથી ન્યાળે
બિલ્લી જેવી સ્મૃતિ સ્નેહની
        બિલ્લી જેવા આંખો
બિલ્લી પગલે ભટકે એ તો આ પારે, ઓ પારે.

છેલ્લી વેળાનું ગીત ☐ સંજુવાળા

અધવચ્ચેથી પાછાં વળતાં શ્વાસ સદંતર છૂટયા....
          લ્યો અમારા અંજળ ખૂટયા....

કાળે ઘોડે ફળિયા વચ્ચે કરી કારમી હાવળ,
અકળાયેલો ખીલો છોડી ભાગ્યો તોડી સાંકળ.
એક છલાંગે લાલ લગામું મલમલ પટ્ટા તૂટયા....
          લ્યો અમારા અંજળ ખૂટયા....

દૂર દેશની વાટે ચાલ્યો પછીત પાછલી તોડી,
કંકુવરણા હાથોએ ત્યાં ચૂડી ચારે ફોડી.
કોઈ અકરમી લૂંટારાએ ખરે બપોરે લૂંટયા....
          લ્યો અમારા અંજળ ખૂટયા....
અધવચ્ચેથી પાછાં વળતાં શ્વાસ સદંતર છૂટયા....

હું ઉઠાવું છું કલમ ☐ દલપત ચૌહાણ

(૧)

હું ઉઠાવું છું કલમ
કદાચ એકાદ ફૂલ મ્હેકી ઊઠે.
સૂરજનું ભૂલ્યું ભટક્યું કોઈ કિરણ
આકળની આંખમાં હળવેથી જુએ.
સડસડાટ તર્યે જતી સમડીની તીર ગતિમાં
ભેરવાઈને....
નદી - પહાડ - વૃક્ષો ટપકું બની જાય.
ખડકાઈ જાય ક્ષિતિજને સ્કંધ પરે
મેઘધનુષ્યના રંગ.
અષાઢી વાદળ હળવે હળવે ધસી આવે
ઝરણાનું ગીત થઈ
પણ
શબ્દ પહેલાં;
આ પીઠ પરનો સોળ હવે ફરી ઉભળ્યો; ને
પિરામિડોની ચીસો મને સંભળાઈ રહી છે.

(૨)

વાહ પૂર્વે
સૂર્ય નીકળતો ક્ષિતિજના ગર્ભમાંથી
ને
હજાર હજાર સૂર્યોપનિષદ્
વારી જાઉં;
સવાર પર....

## ગાંધી યુગીન કવિ પંચક ☐ સુંદરજી બેટાઈ

उपमाचतुरः शेषः,[1]
विराटपुलकः शिवः,[2]
जगतीं भग्नहृदयां,
दृष्ट्वा भग्नोऽस्ति सुन्दरम्[3]
मन.सुखः[4] सदारक्तः
कुरुक्षत्रकथासु वै
गायति क्षुब्धहृदयः,
मित्रो[5] ज्योतिस्तमोनुदम् ।

---

૧. રામનારાયણ પાઠક. ૨. ઉમાશંકર જોશી, ૩. સુન્દરમ્, ૪. મનસુખલાલ ૫. સુંદરજી બેટાઈ.

## ☐ પ્રીતિ સેનગુપ્તા

કેટલાંક મોજાં
કિનારે અફળાઈને જ રહી જાય છે.
કેટલીયે માછલીઓને
ઊંડાણની ખબર જ હોતી નથી :
કાચની ચાર દીવાલો
તે જ તેમના દેશ ને વિદેશ.
મનને પાંખો તો ફૂટે
જો ક્ષિતિજનું આમંત્રણ મળે.
ને આકાશ,
તું જરા નીચે ઊતરી આવે
તો મુખોન્નત ફૂલ થઈ ચૂમી લઉં.
નહીં તો
ધરા સાથે જડાયેલું અસ્તિત્વ
અવકાશનો વિસ્તાર
ક્યારેય જાણવા પામશે જ નહીં.

માણુસ ☐ સોલિડ મહેતા

ક્ષણને ક્ષણમાં બાદ કરીને જીવે માણસ
જાત વિશે ફરિયાદ કરીને જીવે માણસ

આ નગરમાં કશુંક કૌતુક થયું એવું કે
એકમેકથી વાદ કરીને જીવે માણસ

ઊગીને આથમતા દિવસોના કારણમાં
ઘટનાઓને યાદ કરીને જીવે માણસ

વાદળ શા ગોરંભાયેલા મનની વચ્ચે
અટકળનો વરસાદ કરીને જીવે માણસ

હોતું નથી આમ તો કોઇપણ આસપાસ
તોય કોઇને સાદ કરીને જીવે માણસ.

☐ દિલીપ પરીખ

ગાથા પ્રણયની આપણા પંકાઇ ગઇ હશે,
શરમાઇને તું એટલે સંતાઈ ગઇ હશે.

છે કૃષ્ણ કેરી વાંસળીની એ જ તો કમાલ,
રાધાની ભગ્ન લાગણી સંધાઈ ગઈ હશે.

ઇચ્છયું'તું રાતવાસો કરું હું જુદાઇમાં
નહોતી ખબર કે રાત એ લંબાઈ ગઈ હશે.

દીધો છે મારો હાથ મેં જે તારા હાથમાં
રેખાઓ ભાગ્યની એમાં ઢંકાઈ ગઈ હશે.

દરિયો ભરીને બેઠો છું હું મારી આંખોમાં
તું મોતી થઇને છીપમાં છુપાઈ ગઈ હશે.

તમે ગણો તો– ☐ મોહન મદ્દીકર

આમ ગણો તો કાંઈ નહીં ને તમે ગણો તો પ્રેમ,
આમ-તેમ-નાં ભેદ નથી બસ, અમે તો કરીએ પ્રેમ!
બીજ નજરનું વાવ્યું પહેલાં
લાગણીનાં ખેતરમાં;
પછી પરાયાં, પછી અજાણ્યાં
અમે અમારા ઘરમાં!
અમને મોટો વહેમ પડયો કે નિજને મળશું કેમ?
આમ ગણો તો કાંઈ નહીં ને તમે ગણો તો પ્રેમ.
નીર રહે મૃગજળમાં તેવું
અમે રહ્યાં છે નિજમાં;
આપણે મળતાં આભ ધરાને
જેમ મળે ક્ષિતિજમાં!
ઢાળ મળ્યો ને ઢળ્યાં, હવે આ શિખર ચઢશું કેમ?
આ કે સામે પાર હશે મુકામ જાણવું કેમ?
આમ-તેમ-નાં ભેદ નથી બસ અમે તો કરીએ પ્રેમ.

ગઝલ ☐ નલિન પંડયા

એક દૃશ્ય દૂર સર્જાતું ગયું,
ને નયનમાં તીર ભોંકાતું ગયું.
એમ અંધાપા મળે ધૃતરાષ્ટ્રને,
કર્મનું આ પર્ણ કહોવાતું ગયું.
આ શરીરથી ઊતરતાં કુંડળો,
કાચ જેવું મન તરડાતું ગયું.
વસ્ત્ર જુઠાં ને જુઠો વૈભવ બધો,
જંતુ જેવું મોત દેખાતું ગયું.
વાંસ જેવો મારો પડછાયો હતો,
વન ઉપવન ક્ષણ્યુ લૂંટાતું ગયું.

## ગઝલ ☐ રન્નાદે શાહ

હોઠ ફફડે, શબ્દ ઠાલા, ખળભળે અંદર કશુ
લાગણીના નામ સાથે પીગળે અંદર કશું.

પાંપણોનાં દ્વાર પર ઝાકળ સતત રણક્યા કરે
પાન લીલું ફરફરે તો પણ બળે અંદર કશું.

દૂર-પાસેનાં બધાં બંધન હશે, મનનાં હશે?
સ્થળ-સમયનાં બંધ તોડી ઊછળે અંદર કશું.

હું સમયના રંગપલટાની રમત સામે પડું
શ્વાસની આ દોડ છે ને ટળવળે અંદર કશું.

આભથી ખરતા હશે એ સૂર્ય ક્યાં કાળા થયા?
આટલી કાળાશ સાથે શું ભળે અંદર કશું?

## ચાલ્યા એકલા ☐ પાર્થ મહાબાહુ

આંખ્યું રે અંજાણી ઊભા શેરડે
ખોબે ઝળહળ છલકાય
અંધારું ચીરીને ચાલ્યા એકલા.... ....

જોયા અરીસા અમે જોયા પરપોટા
ઝૂલ્યા ઝૂમ્બી જાણે ઝૂલ્યા ગલગોટા

રોપી ચણોઠી રોપ્યાં તૂંબડાં
ત્યાં તો દીવડો કરમાય
રાગની પરમે ફાલ્યા એકલા.... ....

પીધા સૂરજ અમે પીધાં અજવાળાં
કાળજુ કોરીને જાણે કાઢ્યાં પરવાળાં

ભાંગી રે ભોગળ ખોલી ડેલિયું
ભીતર કેવું રે પરખાય
મેળો રે મેલીને મા'લ્યા એકલા.... ....

રવીન્દ્રનાથ ટાગોરનાં પાંચ ગીત □ સુરેશ દલાલ

તમે કશુંયે જાણ્યા વિના
જાણ્યા વિના મૂલ્ય એનું કેટલું બધું મહાન.
તમે મારું જીવનપાત્ર છલકાવ્યું છે માધુર્યને દાન.

રાતરાણી જેમ અકળપણે
સૌરભભર્યાં શમણાંઓથી રાતને ભરે.
તમે કશુંયે જાણ્યા વિના.
જાણ્યા વિના ઉરને મારે ઊંડાણનર્યાં વરસાવ્યાં છે ગાન.

હવે પાસે આવી વિદાયવેળા
ઊંચો કરો સહેજ તમારો આનંદભર્યો ચહેરો.
સોંપી દઉં ચરણે તારા
મરણના આ માધુર્યથી ભર્યાં ભર્યાં પ્રાણ.

તમે કદીયે જાણશો પણ નહીં
જાણશો પણ નહીં
નીરવ રાતની છૂપી વ્યથાનું આજ થયું અવસાન.

□

આજ લગી મેં તો
એનો ચહેરો ન જોયો, મહોરો ન જોયો
સાંભળી કેવળ વાંસળી
મન આપી બેઠી
પ્રાણ આપી બેઠી
સ્વીકારી લીધી મધથી મીઠી
શરણાગતિની સાંકળી.

સાંભળ્યું છે કે એ કાજળકાળો
જોવા જેવો નથી ચહેરો રૂપાળો
સખી જમુનાને જળ
ભરવા પાણી જઉં કે નહીં
એ વિચારે મનમાં ને મનમાં
હું તો થાઉં છું અરે બેબાકળી.

આંખને ખૂણે હસતો હસતો
શમણામાં એ આવ્યો હતો
એ દિવસથી પોપચાં મારાં
ખોલતી નથી ભયના માર્યાં
લજ્જા મને કરતી રહી
ચારે બાજુથી ફાંફાંફાંફળી.

વનને મારગ જેમને જવું હોય તે ભલે જાય ખુશીથી
કદંબ તળે ઊભા રહીને પડછાયાને ન્હાય ખુશીથી
સખી! તું જ મને કહે
આંખ ઉઘાડીને
એને મારે જોવો કે નહીં
મન મારું
ઘડીમાં ફૂલ, ઘડીમાં કળી.



ગીતની ભીતર વહી આવે ત્યારે જોઉં છું ત્રિભુવન
ત્યારે તને જોઈ રહું ને જાણું તારું મન

કિરણોની એક ભાષા
અને પ્રેમથી આખું આકાશ છવાઈ જાય
ધૂળના એક એક કણમાં
મને પરમ વાણી સંભળાય.

પછી એ તો કંઈ બ્હાર રહે નહીં
મારી ભીતર વસે
કૂણા કૂણા તરણે તરણે હૃદય મારું હસે.

રસની ધારે, રૂપની રેખા
આંખથી અળગી થાય
જ્યાં જોઉં ત્યાં સ્થળે સ્થળે
પળે પળે ગીત એનું સંભળાય.



આપણું મિલન થશે
થશે આપણું મિલન થશે
એથી તો આ આકાશ જોને
તેજકિરણથી હસે
એથી તો આ શ્યામલ ધરા
ફૂલે ફૂલે લસે
રાતને જગાડે આભ
જેના ખોળે જગત શ્વસે
—આપણું મિલન થશે

પૂરવનાં દ્વાર ખોલે ઉષા
કલકંઠ સ્વરે
કોઈ અનાદિ વ્હેણમાં
આપણી મિલન આશા તરે
કેટલાંય કાળનાં કુસુમ અહો છાબડીમાં ઝળહળે
આપણું મિલન થશે

યુગે યુગે વિશ્વભુવન તળે
પ્રાણ આ મારો નવવધૂના વેશે
નીકળ્યો ચાલી શાશ્વત સ્વયંવરે



આજની આ રાતે
જ્યારે આખું જગત નિદ્રામાં લયલીન
ત્યારે હે નાથ! મને બોલાવો
મને પાડો સાદ, હે નાથ!

મારી ખૂબ સમીપે આવો
અને મને નીરવ શબ્દે કહો, આવ અહીં તું આવ!
મને તમારા અમૃતથી છલકાવો હે નાથ!
મને પાડો સાદ, હે નાથ!

મારા અંતરના ઘનઘોર અંધારામાં
તમે પેટાવો દીવો
મારા અચેતન પ્રાણને
ફરી ફરી સાદ પાડી બોલાવો
મને પાડો સાદ, હે નાથ!

હવે □ ચન્દ્રકાન્ત દત્તાણી

વસ્ત્રો ઉતારીને બધા ચાલો હવે
વરસાદ પહેરીને બધા ચાલો હવે

નગ્ન ફૂલોને ખરેખર રંગ છે
એ રંગ આંજીને બધા ચાલો હવે

ક્યાં સુધી કહેવાટમાં રહેશો ભલા
સૌરભ લપેટીને બધા ચાલો હવે

તડકાનો ચ્હેરો તેજની લિપિ કહે
મ્હોરાં ઉતારીને બધા ચાલો હવે

તૂટી પડે કહેવાય નહીં ક્યારે ભીંતો
સમય વર્તીને બધા ચાલો હવે

સદીઓથી કારાવાસના કેદી હતા
આકાશ ઓઢીને બધા ચાલો હવે

ખૂબ રઝળપાટ આખર ઘર ભણી
નકશાઓ બદલીને બધા ચાલો હવે

આદિમ કુંવારી ભોમકા, જંગલ તરફ
સડકો સમેટીને બધા ચાલો હવે

કોની છે મગદૂર કે રોકી શકે
છાતી સીંચીને બધા ચાલો હવે.

□ હરિલાલ ગોહેલ

ટહુકો કરી
ઊડી ગઈ કોયલ
આંગણુ સૂનું

ગ્રીષ્મ □ યોગેશ જોષી

નાનકડી ચાંચ
અને
કિરણોનાં સોનેરી તણખલાં.
ટહુકે ટહુકે
ગૂંથાય માળો.
ત્યાં તો
સૂર્યરથનો વેગ વધે
ધસમસતાં પૈડાં
તથા અશ્વોના ડાબલાથી
ધમધમી ઊઠે
આખુંય આકાશ.

□

તપાવેલા તાંબાના પતરાની જેમ
લમણામાં ઝીંકાયા કરે
તડકો
અને
ભેંકાર.

થાય કે
છત્રીની જેમ
એકાદ લીમડો ઓઢીને
ચાલ્યા કરું
કે પછી
બધાં કપડાં ઉતારી,
જળની ચાદર જેવો
લીમડાનો છાંયડો ખેંચીને
વીંટાળું નગ્ન શરીરે.

તડકાથી બચવા
તળાવમાં કૂદી પડેલું લાહ્ય લાહ્ય આકાશ
સંકોચાતું જાય ધીરે ધી...રે...
આકાર બદલતું.

લઘુકાવ્ય □ શ્યામ સાધુ

થાય :
મેઘધનુષ્ય
બની જાય એક વર્તુલ!
વચ્ચે મહેકે
નામ તમારું બની જૂઈનું ફૂલ!

તડકાના રાક્ષસી પંજામાં
ટૂંપાય
વૃક્ષો નીચેના છાંયડાનું ગળું.

સૂરજના ધગધગતા ગોળા પર
ટુકટુકીઓ
સતત ઠોકે હથોડા–

ટુક્....ટુક્..ટુક્.....ટુક્..ટુક્..ટુક્..
થોડી થોડી વારે
તડકામાં ઊડે
કોયલ ટહુકાની
શીતળ શીકરો ફર્ ફર્ ફર્.... .... ....



શિરીષ પુષ્પોનાં
સુકોમળ તાંતણાંઓ
અને
તારી આંગળીઓ.

ગરમાળાનાં સુવર્ણ ઝુમ્મરો
અને
તારા કાનનાં લટકણિયાં.

ગુલમ્હોર
અને
તારા કાનની બૂટો પર
ધસી આવતી રતાશ.
રાતરાણી
અને
તારું લાવણ્ય.

ચાંદનીની અગાસીમાં,
જૂઈ–પુષ્પોની સેજમાં
હું
અને
ગ્રીષ્મરાત્રિ.

અનામત □ વિભાકર બધેકા

પછાત જાતિના
ઉત્કર્ષ માટે
કે પછી,
એના મત માટે
અનામત ?

## ક્યાં ક્યાં છે વનમાળી ? □ વિનોદ ગાંધી

ક્યાંક વાંસળી, ક્યાંક મયૂરપિચ્છ, ક્યાંક કામળી કાળી,
ક્યાંક મથુરા, ક્યાંક દ્વારિકા, ક્યાં ક્યાં છે વનમાળી ?

કો'ક ગોપીની મટુકીમાંથી
મહિડાં માફક છલકે,
વનરાવનની વિકટવાટમાં
પવન બનીને મલકે,

ક્યાંક બા'વરી પૂનમ રાતની ગોપિકાની તાળી,
ક્યાંક મથુરા, ક્યાંક દ્વારિકા, ક્યાં ક્યાં છે વનમાળી ?

કાલિન્દીના જળમાંહીથી
દડો બનીને નીકળે,
ક્યાંક કંસની છાતીમાંથી
રુધિર બનીને નીંગળે

ક્યાંક ધૂળ તો, ક્યાંક મૂળ તો, ક્યાંક કદમ્બની ડાળી,
ક્યાંક વાંસળી, ક્યાંક મયૂરપિચ્છ, ક્યાંક કામળી કાળી.

## ગઝલ □ પ્રવીણકુમાર રાઠોડ

મસ્તી ભરેલ સાંજનો અજવાસ ક્યાં ગયો ?
અશક્ય હતો છૂટવો, સહવાસ ક્યાં ગયો ?
ખીલું-ખીલું સિતારાઓની ભાત ભવ્ય ક્યાં ?
આછા આછા જ ચંદ્રનો આભાસ ક્યાં ગયો ?
દરિયા રૂપે રહી છે શ્વેત ચાંદની
કૂણા હૃદયનો કેસરી પલાસ ક્યાં ગયો ?
કદી ન ખૂટે એવું ઇચ્છવાનું આપણે
કિરણથી તે કિરણ લગી, પ્રવાસ ક્યાં ગયો ?
સમુદ્રની સપાટી પર વિલીન થયેલ સૂર્ય
કશુંક તો છીએ આપણે—આભાસ ક્યાં ગયો ?

સાથ □ ભાનુશંકર ઓધવજી વ્યાસ

ક્યાંયથી લેવો નથી મારે ઉછીનો,
ભીતરે જે, બહાર કેવો
ડૂસકાં ભરતો સમયનો રાંક સીનો,
શ્વાસ ભીનો !

શેષ ક્યાં જઈ શોધવો
એ થથરતાને ? અટ્ટહાસે રાત કાળી,
ગોખ શેરી તરુ વિહગમ ચૂપ ડાળી,
બંધ આખ્ખી બજાર, બાની, બધ હીનો,
શ્વાસ ભીનો !

ગીતનો વાતાવરણને ભેજ લાગે,
શબ્દની આકળ, ગગન ઝૂલે પરાગે,
એક જાગે સતત સૂર સિતારનાં
ક્યાંક વાગે જરીપુરાણો અંધ કીનો,
શ્વાસ ભીનો !

યાદમાં ચિચુડાટ, જગમાં ફક્ત રવ,
પાયમાં બેડી, ધર્યો સામે વિભવ,
ઇન્દ્રિયોમાં આંખ કેવળ ફરફરે,
આજ છૂટે સાથ આ મુજ ઘર લગીનો,
શ્વાસ ભીનો !

□ પન્ના નાયક

રોજ સવારે
પૂજામાં ઘીનો દીવો કરવા
ભરેલા બાકસમાંથી
દીવાસળી કાઢું
સળગાવું
અને દીવો પ્રગટાવી
એ જ
બળેલી દીવાસળીને
ખાલી બાકસમાં મૂકું
એક વાર સળગી ચૂકેલી
દીવાસળીઓનાં
કેટલાં બધાં બાકસ
મેં ભેગાં કર્યાં છે
અને તોય લાગ્યા કરે છે
જાણે કે
પૂજા તો મેં ક્યારેય કરી જ નથી !

હું
નાની હતી ત્યારે
મારાં બા
મારા વાળ ઓળતાં
હાથમાં અરીસો આપીને
એમની આગળ પલાંઠી વળાવીને બેસાડતાં,
છૂટા વાળમાં
એ ઘસી ઘસીને
ઘેર બનાવેલું બ્રાહ્મીનું તેલ નાખતાં.
કાંસકાથી ગૂંચ કાઢી
વિરાટ વનની પગથી જેવી
સેંથી પાડતાં
ને પછી
લાંબા કાળા ભમ્મરિયા વાળને
બે લટોમાં ગૂંથી લઈ
રંગીન રીબન
કે
ચાંદીના ઘુઘરિયાળાં ફૂમતાંથી શોભાવતાં.
વાળ ઓળાઈ જાય
એટલે
મને એમની સામે ફરીને બેસવા કહેતાં
ને તપાસતાં
કે વાળ બરાબર ઓળાયા છે કે નહીં !
મને પૂછતાં :
"ગમ્યા ને?"
હું મરક મરક હસતી

કેટલીય વાર
વ્હાલના આવેશમાં આવી જઈ
સરસ ઓળેલા વાળમાં
એમનો હાથ ફેરવી ફેરવી
એને અસ્તવ્યસ્ત કરી દેતાં
હું
થોડો અમથો
થોડો સાચો
ગુસ્સો કરતી.

આજે
મારા વાળ સાવ ટૂંકા છે
તેલ વિનાના સૂકા, બરછટ છે

ઓળ્યા વિનાના અસ્તવ્યસ્ત ઊડે છે
નપુંસક ગુસ્સાથી પીડાતી હું
શોધું છું
બા...
બાનો હાથ...

ગઝલ □ રઈશ મનીઆર

કારણ જો કોઈ હાથવગું સાંપડે નહીં
ફિક્કું હસી પડે છે તે જ્યારે રડે નહીં

જાહોજલાલી એની ગઝલમાં મળે કદાચ
આંસુ તો કાળું નાણું, ચડે ચોપડે નહીં

વાતાવરણની સાથે સમાધાન આપણું
બસ, આગ તગતગે છે હવે ભડભડે નહીં

નાદાની એવી છેવટે શીખી ગયો છું હું
શિખવાડે કોઈ લાખ, મને આવડે નહીં

એવી જ ચામડીનું બીજું નામ છે ગઝલ
છોલાય રોજરોજ ને આંટણ પડે નહીં

નિર્દોષ લાગે માટી, હું ખોદ્યા કરું 'રઈશ'
ને હાડકાં સિવાય બીજું સાંપડે નહીં.

Octavio Paz
16 de Noviembre de 1985

૧૬ ૧૧ ૮૫

16/11/85



હસમુખ પટેલ



પ્રીતિ સેનગુપ્તા

બાંધકામ □ ચિકો બુઆર્કે દ હોલાન્દા □ જયા મહેતા

(બ્રાઝિલિયન પોર્ટુગીઝ)

જાણે છેલ્લી વાર હોય એમ એ વખતે તેણે પ્રેમ કર્યો
એ છેલ્લી હોય એમ તેણે પોતાની પત્નીને ચુંબન કર્યું
અને દરેક પુત્રને જાણે તેણે અનોખા હોય
અને બીકણ પગલે તેણે રસ્તો ઓળંગ્યો
પોતે જાણે યંત્ર હોય એ તે બાંધકામ પર ચડયો
મંચ પર તેણે ચાર નક્કર દીવાલો ઊભી કરી
જાદુઇ ડિઝાઇનમાં ઈંટ ઉપર ઈંટ
એની આંખો સિમેન્ટ અને આંસુથી ઝાંખી પડી ગઈ

જાણે શનિવાર હોય એમ એ આરામ કરવા બેઠો
જાણે પોતે રાજકુમાર હોય એમ તેણે ભાત ને કઠોળ ખાધાં
જાણે પોતે સાવ ખખડી ગયો હોય એમ તેણે પીધું ને ડૂસકા ભર્યાં.
જાણે પોતે સંગીત સાંભળતો હોય એમ એ નાચ્યો ને હસ્યો
જાણે પીધેલો હોય એમ તેણે આકાશમાં લથડિયું ખાધું
જાણે પોતે પંખી હોય એમ એ હવામાં તર્યો
જાણે ઢીલુંપોચું પોટલું હોય એમ એ જમીન પર ફસડાઇ પડયો
જાહેર રસ્તા વચ્ચે એ અતિશય પીડાયો
વાહનોની અવરજવરમાં ખલેલ પહોંચાડતો એ ખોટી રીતે મર્યો.

જાણે છેલ્લી વાર હોય એમ એ વખતે તેણે પ્રેમ કર્યો
જાણે તે અનોખી હોય એમ તેણે પત્નીને ચુંબન કર્યું
અને દરેક પુત્રને જાણે તેઓ ઉડાઉ હોય
અને પોતાનાં પીધેલાં પગલે તેણે રસ્તો ઓળંગ્યો
જાણે પોતે નક્કર હોય એમ બાંધકામ પર ચડયો
મંચ પર તેણે ચાર જાદુઈ દીવાલો ચણી
તર્કબદ્ધ ડિઝાઇનમાં ઈંટ ઉપર ઈંટ
એની આંખો સિમેન્ટ અને વાહનોની અવરજવરથી ઝાંખી પડી ગઇ

જાણે પોતે રાજકુમાર હોય એમ એ આરામ કરવા બેઠો
જાણે એ વધુમાં વધુ હોય એમ તેણે ભાત ને કઠોળ ખાધું.
જાણે પોતે મશીન હોય એમ તેણે પીધું ને ડૂસકાં ભર્યાં.
જાણે પોતે એની પછીનો હોય એમ તે નાચ્યો ને હસ્યો
અને જાણે પોતે સંગીત સાંભળતો હોય એમ તેણે આકાશમાં લથડિયું ખાધુ

જાણે શનિવાર હોય એમ હવામાં તર્યો
જાણે ગભરાતું પોટલું હોય એમ તે જમીન પર ફસડાઈ પડયો
ખખડી ગયેલા રસ્તાની વચ્ચે એ અતિશય પીડાયો
જનતાને ખલેલ પહોંચાડતો એ ખોટી રીતે મર્યો

પોતે જાણે મશીન હોય એમ એ વખતે તેણે પ્રેમ કર્યો
જાણે એ તર્કબદ્ધ હોય એમ તેણે પોતાની સ્ત્રીને ચુંબન કર્યું
મંચ પર તેણે ચાર ઢીલીપોચી દીવાલો ચણી
જાણે પોતે પંખી હોય એમ તે આરામ કરવા બેઠો
જાણે પોતે રાજકુમાર હોય એમ તે હવામાં તર્યો
જાણે પીધેલું પોટલું હોય એમ તે જમીન પર ફસડાઇ પડયો
શનિવારને ખલેલ પહોંચાડતો એ ખોટી રીતે મર્યો.

—આપ છો □ શ્યામ સાધુ

વહેલી સવારે શ્વાસનો અડેપાસ આપ છો,
ઢળતી બિલોરી યાદનું આકાશ આપ છો.

ખૂશ્બોના હરપડાવે સૂનેરી મિજાજ લઇ,
દિલદાર શો મુસાફર અવકાશ આપ છો!

ફૂલોની રોશની કે દરિયાની હો બુલંદી,
ચારે તરફ મહેકતો વિશ્વાસ આપ છો!

સૂની વિરાન ક્ષણની થીજેલી ઉદાસી પર,
અલ્ફાઝી જિંદગી સમો આભાસ આપ છો!

આ રક્તના તમામ પ્રવાહો સભર ભર્યાં,
નખશિખ આ મુકામની ચોપાસ આપ છો!

"અમે મઝધાર થઈ બાંધી દીધું તોફાન દરિયાનું" [ ] મેઘનાથ હ. ભટ્ટ

"૧૧ દરિયા" [ગઝલ સંગ્રહ] –મનહર મોદી, રન્નાદે પ્રકાશન, અમદાવાદ–૧.

સાંભળ્યું છે કે કવિ બરકત વીરાણી ('બેફામ')નો એક શેર—

"અલગ રાખી મને, મુજ પર પ્રણયના સૂર ના છેડો;
વીણાનો તાર છૂટો હોય તો વાગી નથી શકતો–"

–સાંભળી સાક્ષર વિવેચક શ્રી રામનારાયણ પાઠકને એટલો બધો આનંદ થયો હતો કે "તમે મને માત્ર 'વીણાનો તાર' કહેશો તોય હું ઓળખી જઈશ" કહ્યું હતું. ઇશ્કે મજાઝી અને ઇશ્કે હકીકી–પાર્થિવ પ્રેમ અને અપાર્થિવ પ્રેમની બુનિયાદ પર વિસ્તરેલી ગુજરાતી ગઝલ આજે તો એક આગવા રૂપે અને અભિવ્યકિતના અનન્ય સ્તરે પ્રતિષ્ઠિત સાહિત્ય આકાર પ્રાપ્ત કરી ચૂકી છે. ગઝલની આ વિકાસયાત્રામાં પાયાનું કામ કરી એને અતિ આધુનિક સ્વરૂપે નવઘડતર કરનાર કવિઓમાં મનહર મોદી એક મહત્ત્વનું નામ છે. ગઝલ માટે પોતાનું સર્વસ્વ ઓવારી દેનાર આ કવિ જાણે છે કે "ગઝલ એટલે ૧૦૦ મીટરની દોડ. ૨૦૦ મીટરની દોડ, ૪૦૦ મીટરની દોડ, ૮૦૦ મીટરની દોડ કરતાં એનું ડિસ્ટન્સ ટૂંકું તેથી જ પહોંચવું અઘરૂં. એના ચેમ્પિયનમાં ઝડપ, ટાઈમિંગ, ફૂટિંગ સ્ફૂર્તિ એક્યુરસીનું માપ આગવું." આમ જાણે છે એટલે તો સંપૂર્ણ ફનાગીરીની મસ્તીથી એ કહે છે :

"ગુર્જરી ગઝલો વિનાની પાંગળી ફિકકી હજો ના
લો લખી લો માલમિલકત આપણા અગિયાર દરિયા."

એક+એક (આપણે)=અગિયાર દરિયા. સામેના એક સમસ્ત દરિયાને પોતાનો એક દરિયો મળે તો જ પોતાના દરિયાનું મહત્ત્વ સ્વીકારનાર કવિ પોતાના સર્જકત્વથી ઊછળતા દરિયાની છોળોથી ગુજરાતી સાહિત્યના પારાવારને ભીંજવવા નીકળ્યા છે—આવા 'અગિયાર દરિયા'ના કવિનું સ્વાગત કરીએ. ખાસ તો, 'મોડર્ન અલ્ટ્રામોડર્ન' અભિગમ ધરાવતા આ સર્જકની ખુમારીનું પણ.

'અગિયાર દરિયા' વિષે વાત કરતાં પહેલાં તો 'રન્નાદે પ્રકાશન'નું એમના 'સર્જક સપ્તક' માટે અભિવાદન કરીએ. રન્નાદે પ્રકાશનના આયોજકો યોગ્ય રીતે જ નિદાન કરે છે કે: "ગુજરાતી સાહિત્ય ક્ષેત્રે તાજા અને નવીન આવિષ્કારોને પ્રાગટ્ય અર્થે ખાસ્સો લાંબો સમય રાહ જોવી પડે છે, કયારેક દસકાઓ પણ પસાર થઇ જાય છે. આપણે ત્યાંની સાહિત્યિક રુચિ મુખ્યત્વે કરીને ચીલા ચાલુ નવલકથાઓના વાચન સુધી જ વિસ્તરી છે તેથી સાહિત્યિક રુચિ-સંપન્ન સર્જક પ્રકાશકોની આ ક્ષેત્ર તીવ્રતાપૂર્વક રાહ જોઈ રહ્યું જણાય છે. આવે સમયે અમને પ્રકાશક થવાની ઇચ્છા થઈ અને પરિણામે પ્રગટે છે 'સર્જક સપ્તક.' આ સપ્તકના સાત તાર નીચે મુજબ છે:

| | | |
|---|---|---|
| (૧) ૧૧ દરિયા | –ગઝલ સંગ્રહ | –મનહર મોદી |
| (૨) પ્રવાહણ | –સળંગ કાવ્ય | –લાભશંકર ઠાકર |
| (૩) નિભ્રાંત | –લઘુનવલ | –સુભાષ શાહ |
| (૪) હેંગ ઓવર | –લઘુનવલ | –ચિનુ મોદી |
| (૫) સપનાં ઉઘાડી આંખનાં | –લઘુનવલ | –રમેશ શાહ |
| (૬) મનોરથ | –લઘુનવલ | –રઘુવીર ચૌધરી |
| (૭) ઇસસુ શિદા અને અન્ય | –વ્યકિતચિત્રો | –ઉમાશંકર જોશી |

—આ સાતમાંથી પ્રથમ બે તાર ઝણઝણી ઊઠયા અને ઉપરોકત "વીણાના તાર"ની વાત યાદ આવી ગઈ. બન્ને કાવ્યસંગ્રહો પોતાના આગલા વ્યકિતત્વની અને સર્જકોના ભર્યાભર્યા સર્જકત્વની સાખ પૂરે છે. આ બન્ને સર્જકો–મનહર મોદી અને લાભશંકર–'વીણાના તાર'ને છૂટો હોય તોય તેમાંથી કવિતા સર્જી શકે છે.

કવિ મનહર મોદી તો દૃઢતાથી માને છે કે, "બે પંકિતના શેરમાં સમાઈ જતું ગઝલનું રૂપ દરિયાના દરિયા ઉછાળી શકે છે." માત્ર માન્યતા હોય અને સિદ્ધિનો અભાવ હોય તો હૃદયની આરપાર નીકળી જાય એવું તીર વીંધી શકાય, હૃદયમાં ઘર બેસી જાય એવા શેર ભાગ્યે જ બની શકે. 'વાહવાહ'ની લપસણી દાદભૂમિ પર લપસી જાય એવા સર્જક નથી કવિ મનહર મોદી અને એથી સંવેદનથી નીત-

રતી, ઉષ્માથી ભારોભાર ઊભરાતી અને દરેક શબ્દનો અને ભાવનો માંજી માંજીને વિનિયોગ કરતી વિશિષ્ટ રચનાઓ કવિ આપણને આપે છે. એટલું જ નહીં, રદીફ કાફિયાંનું વ્યાકરણ ન સમજનાર ભાવકને પણ શાયરનું ભાવવિશ્વ અને એના આગવા સંદર્ભો સહિત એની શબ્દબ્રહ્મની 'વર્કશોપ'માં ડોકિયું કરવા આકર્ષે. કવિ પોતે જ કહે છે કે "વ્યાકરણે આપેલાં નામ, સર્વનામ, ક્રિયાપદ, વિશેષણ અવ્યય વગેરે એકબીજાનાં રૂપો પામવા મથે છે અથવા એમના સંયોજનથી સધાતાં ક્યાંક તૃતીયમ્ ભણી ગતિ કરે."—કવિ જો આટલી છૂટ લેવાની હિંમત કરે તો એક ભાવકના પક્ષે 'કવિતા માણવાની એક માત્ર રૂચિ સિવાય અન્ય સજ્જતા ન હોય' તો ન ચાલે? ગઝલનું ભાવસંક્રમણ એના ભાવકના હૃદય અને ચિત્તની વધુ નજીક એને લાવી દે. વળી, બોલચાલની ભાષાનો ગઝલમાં થતો વિનિયોગ એને સ્વાભાવિક રીતે જ એક નવી 'કોમ્યુનિકેટિવ' પરિપાટિ પર લાવે. ગઝલને પોતાની આગવી રીતે લાડ લડાવનાર 'મરીઝ' પોતાના એક શેરમાં કહે છે:

"સારું છે એની સાથે કશી ગુફ્તેગુ નથી
નહિતર હું કંઈક ભૂલ કરત બોલચાલમાં."

મનહરને આવો ડર કે સંદેહ નથી એથી એ કહે છે:

"ઉદાસી ઉદાસી રમી જોઉં, પણ
આ હસતું વદન ક્યાં છુપાવી લઉં?"

× × ×

"બધા નમ્ર ચહેરાઓ ઊંઘી ગયા
લખું છું ગઝલને જગાડી લઉં?"

શબ્દને એક કુશાગ્ર કારીગરની કરામતથી વ્હેરતો કવિ કેટલો પારદર્શક બનાવી શકે છે એ શબ્દને:

"શબ્દનું તો સાવ એવું પાતળી પડપૂછ જેવું
સાંભળે છે કોઈ અમથું ક્યાં ગયા અગિયાર દરિયા?"

દરેક કવિની મથામણ છેવટે તો 'સ્વ' સાથે જ હોય અને એથી જ

પરાવલંબી 'પ્રકાશનો બોજો' એને સહ્ય નથી:

"એણે મને કહ્યું અને મેં સાંભળ્યું એ બસ
બીજું કશું જે હોય તે લોચો પ્રકાશનો.
એના દિવસ ખરાબ હશે, આજકાલનો
રસ્તે રઝળતો હોય છે ઓળો પ્રકાશનો."

ક્યારેક કવિને અંધકારના કેમેરાથી પ્રકાશનો ફોટો ઝડપવો હતો અને એને માટે કવિને તો એક જ રાજમાર્ગ દેખાય છે:

"ઉત્તમ ગઝલ લખાય તો એને સલામ છે
શેરો બધાય જાળવે મોભો પ્રકાશનો"

કોઈ પણ જાતના 'ભાર' વિના કવિકર્મ કર્યે જતા આ કવિ એના પ્રિય પાત્ર અમથાલાલને સપરિવાર રજૂ કરે છે:

"લખે છે કાવ્ય એનું દોસ્ત લઘરાજી ઘણી વેળા
અને વાંચે છે ઓચ્છવલાલ એનું નામ અમથાલાલ
શિયાળામાં ઉનાળાદાસ એનું નામ અમથાલાલ
ઉનાળામાં શિયાળાલાલ એનું નામ અમથાલાલ."

અઢી દાયકાથી સતત કવિકર્મ કરી રહેલા કવિ અહીં ૯૭ ગઝલ અને ૧૫ મુક્તકો દ્વારા ઘણે વખતે હાજર થાય છે—એમના ઘણા શેરો ક્યારનું કહેતા હતા:

"એ સાચું કે ઘરમાં જવાયું નહી
ને રસ્તામાં રઝળી પડ્યું ભેટવું."

—ના, પણ ગુજરાતી ગઝલના સારે નસીબે એમની દીકરી ભાવનીએ 'કવિતા નહીં લખો અને નહીં છપાવો તો તમારી સાથે કિટ્ટા'ની લાકડી ઉગામી તો સૌ. સુહાસિનીબહેને ઉદારતાથી અસલી મૂડમાં લાવવા 'દહીંનો ઘોડો છૂટ્ટમૂટ્ટ' કહી કવિને પ્રવૃત્ત કર્યા. પરિણામે કવિના ડર પ્રમાણે "ગુજરાતી ગઝલ સાહિત્યમાં લાંબા સમય સુધી સાચવી રાખવા જેટલા બે ચાર શેર પણ રચાયા કે કેમ?"–એવો સંદેહ વ્યક્ત કરે છે ત્યારે કહેવાનું મન થાય છે:

"લાખ આંખો એમાં તરતી હોય છે

એક ઝરણું એટલું સુંદર વહો."
-અહીં વહે જ છે. વિસ્તરેલા રણ અને રેતીને કહેવાની વાત જ્યારે કરો ત્યારે ખરા, ત્યાં સુધી તો કવિ :

"શ્વાસને ઉચ્છવાસ રણમાં ઓગળે
રેતને મૃગજળ થવાનું હોય છે
ખૂબ અઘરું હોય છે અંદર જવું
એકલા બળબળ થવાનું હોય છે."

—કવિ મનહરના આ '૧૧ દરિયા'નું સ્વાગત કરતાં કરતાં કવિને છેવટે સમગ્ર ગુજરાતી કવિતાના ભાવકો વતી કહી દઈએ :

"કવિ, ફરી પાછા આવો ત્યારે તમારે
પથ્થર સિવાય કોઈની પાસે કશું નથી
કોને ખબર કે આ આવું નગર હશે."

—નહીં કહેવું પડે. તમારી કવિતામાં, સર્જકપ્રક્રિયામાં સમગ્ર ગુજરાતને રસ છે. તમે જ્યારે કહો કે :

"મને પાછળ મૂકીને જાઉં છું તો
મને આગળ ઉપર પાછો મળું છું!"

—અગિયાર દરિયાની પાછળ મુકાયેલ શાયર મનહરને ફરી ફરી મળવું જ છે અને એથી જ તમારા '૧૧ દરિયા'નું સ્વાગત–અભિવાદન. તમને અમે એકાંત આપ્યું તો તમે તો એમાં રસ્તો જ ઠાલવી દીધો. તમે (અને હવે તો અમે પણ!) જાણી ગયાં કે "શું શું થાય છે ખાલી રખડવામાં." તમે ભલે વિનંતીથી કહો કે :

"ઝિલાયું એટલું પાણી સુકાતા કંઠને પાયું
ગજું શું હોય એનાથી વધારે એક ખોબાનું ?"

—મનહર તમારી પરબની મટકીમાં અખૂટ કાવ્યશક્તિ છે તો ગુજરાતી ભાવકનો ખોબો હોંસે હોંસે તમારી કાવ્ય સરવાણી ઝીલવાને ઉત્સુક છે.

## વિડંબના ☐ સુકાન્ત ભટ્ટાચાર્ય ☐ સુશી દલાલ

(બંગાળી કવિતા)

કેવી અસહ્ય સ્થિતિ છે !
થાકથી લોથપોથ થઈને
ક્યારનો ભટકી રહ્યો છું
હલચલી ઉઠયું છે ધમનીઓનું લોહી
અનેક આઘાતોથી
ક્યારેક-ક્યારેક રહી રહીને દર્દ થાય છે
દિલમાં વસ્યો એક ઘા
હૃદયમાં વ્યર્થતા છે અક્ષમતા છે દેહમાં,
અનેક આક્રમણના બોજાથી
ઝૂકી રહ્યું છે મસ્તક,
અને
નિરંતર નિર્મમ અંતર
મારે છે ચાબુક ફટાફટ.
અહીં તહીં સર્વત્ર
આફતનો જ ડગલે ને પગલે સામનો કરવો પડે છે.
લાગે છે કે જીવન જ
એક વિડંબના છે.

☐ જયા મહેતા

મારું મરણ
એટલે એક શોકસભા ?
પાનનું ખરવું
ઝાકળનું શોષાવું
એ મારું મરણ નહીં ?

## કાલે વહેલો આવું છું ☐ પ્રફુલ્લ પંડ્યા

આકાશના ઋષિઓએ ટાપુ પરનાં વૃક્ષોને
મંત્રો આપ્યા હતા ત્યારથી
મારી વાણીમાં સમુદ્રનો સાદ સંભળાયા કરે છે
મયૂરોના સ્વનું ટેહુંક ટેહુંક ઝિલાયા કરે છે
અને મારામાં એક ગર્ભિત અવાજ
ઘૂંટાયા કરે છે ઘડાયા કરે છે.
અને હું
કાબરબાઈને સમય આપતા કાગડાભાઈની માફક
ફરી ફરીને શબ્દો પાસેથી સમય માગતો
બબડ્યા કરું છું: બબડ્યા જ કરું છું:
ઠાગાઠૈયા કરું છું.
અરથ નવો ઘડાવું છું
જાવ કાબરબાઈ, કાલે વહેલો આવું છું!

## ગઝલ ☐ હર્ષદ ત્રિવેદી

જાતથી જુદી તને ગણી નથી,
એટલે કે મનનો કો' ધણી નથી.

તીર માફક જીવમાં ખૂંપી ગયો,
તે છતાં અંધારને અણી નથી.

એકમાંથી બીજી જન્મે જાય છે,
દુ:ખની ક્ષણ કોઈ વાંઝણી નથી!

આંખની સામે નદી સૂકાય છે,
આ ઇશારો કોઈના ભણી નથી.

સૌ ચઢે-ઊતરે એ સ્થિતિ-હોય, પણ–
આપણું હોવાનું નિસરણી નથી!

## હવે મારી કને શું છે?' □ જગદીશ ત્રિવેદી

જેઓએ મને ઉછેર્યો
તેઓએ જ દીધો મને જાકારો;
પહેલવહેલી પગલી પાડતાં
ધૂળમાંથી મને ઊંચકી-ખંખેરી
હૃદયસરસો ચાંપ્યો-સૂંઘ્યો જેઓએ
એઓએ જ મને ધરાર લૂંટી લીધો!
થીંગડિયાળા એક જીર્ણ વસ્ત્ર વિના
કશુંય નથી રહ્યું હવે મારી કને!
લૂંટી લઈને મને
વતનસીમનીયે પાર
બળબળતી રેતમાં ઉશેટી દીધો.
પોટલાની જેમ પડ્યો છું.
ક્યારેક કોઈ એકલદોકલ વતન-બાંધવ
તો-આવતો જોવાઈ જાય
તો—
હૃદયમાં થઈ આવે છે એવું એવું કશુંક—
ઝટપટ ઝટપટ
હાથની કોણિઓના ટેકે ઊઠવા કરું છું—
સામે ખુન્નસભરી લાલ લાલ આંખ
જોઉં છું ધસી આવતી મારા પર!
હૃદયથી ગણગણી જવાય છે:
'હવે મારી કને શું છે?'

## ગેરસમજ □ મદનકુમાર અંજારિયા

મૃત્યુને
આપણે
જીવનનો END
સમજીએ છીએ;
હકીકતમાં જે
AND હોય છે........

મારાં દાદીમા ☐ એલિઝાબેથ જેનિંગ્સ

તેઓ જૂનીપુરાણી ચીજવસ્તુઓની દુકાન ચલાવતાં હતાં
અથવા દુકાન એમને ચલાવતી હતી.
'અપોસલ સ્પુન્સ' અને 'બ્રિસ્ટોલ ગ્લાસ',
રંગ ઉપટી ગયેલું રેશમ, ભારેખમ ફર્નીચર,
પીત્તળની તાસકમાં અને ચાંદીના કટોરામાં
તેઓ પોતાનું પ્રતિબિંબ જોતાં
જાણે કે એટલું જ રવારપુ કરવાનું હોય
કે 'પોલીશ' જ સારસર્વસ્વ છે,
પ્રેમની કોઈ જરૂર નથી.

અને મને યાદ છે કે કઈ રીતે
એમની સાથે જવાનું એક વખત મેં ટાળ્યું હતું,
કારણ કે હું ગભરાયેલી હતી.
કદાચ એવી કોઈક ઇચ્છાથી
કે હું પણ કોઈ પ્રાચીન ચીજવસ્તુની જેમ વપરાઉં નહીં.
પોતે નંદવાયાં હતાં
એવું એમણે મને કદીયે કહ્યું નહોતું
હજી પણ મને એ નકારનો અપરાધ લાગે છે,
એમને કેવું લાગ્યું હશે એનો ખ્યાલ આવતાં.

પછી, દુકાન ચલાવવા માટે એ ઘણાં અશક્ત થયાં,
અને એમણે પોતાની તમામ વસ્તુઓ
એક લાંબા સાંકડા ખંડમાં મૂકી દીધી
બહુ લાંબો સમય વસ્તુઓને બંધ રાખવાથી
સ્થળમાંથી અવાવરુ વાસ આવતી હતી,
અભાવની વાસ
જયાંથી પડછાયાઓ આવતા હતા
જેમને 'પોલીશ' કરી શકાય નહીં.

એવું ત્યાં કશું જ નહોતું કે જે એમને
ફરી પાછું પોતાનું પ્રતિબિંબ આપી શકે.

અને જ્યારે તેઓ મૃત્યુ પામ્યાં
ત્યારે મને સ્હેજ પણ ગમગીની થઈ નહીં,
કેવળ એક વાર ટાળ્યાનો અપરાધભાવ રહ્યો.
ઊંચા 'સાઇડબૉક્સ' અને કબાટોની વચ્ચે એમના રૂમમાં હું ગઈ.
આ બધી વસ્તુઓ, જે એમણે કદી વાપરી નહોતી,
પણ એમની એમને જરૂર હતી,
અને ત્યાં ક્યાંયે આંગળીનાં ચિહ્નો નહોતાં,
પડતી હતી કેવળ નવી ધૂળ હવામાંથી.

ઑક્સફર્ડમાં અલિઝાબેથ જેનિંગ્સને મળવાનું સદ્ભાગ્ય મળ્યું હતું. એમની રીતસરની મુલાકાત લીધી હતી. એમણે એક વિધાન કર્યું કે હું અંગત કાવ્યો લખતી નથી, ત્યારે મેં એમને યાદ અપાવ્યું કે તમે તદ્દન એવું તો ન કહી શકો. તમારા સંગ્રહમાં એક કાવ્યનું શીર્ષક છે, 'My Grandmother'. અમુક અંશે અલિઝાબેથ જેનિંગ્સ સાચાં હતાં. ઝાઝે ભાગે તેઓ અંગત કાવ્યો લખવાનું ટાળે છે. પણ કોઈ પણ કવિની કૃતિમાં ઓછોવત્તો અંગતનો અંશ તો રહેવાનો જ. કવિની સિદ્ધિ ત્યાં હોય કે પોતાના અંગતપણાને બને એટલા ગાળી-ઓગાળી નાખે અને જાણે કે બિનઅંગત હોય એ રીતે વાચા આપે. કેવળ અંગત હોય તો તે નરી કન્ફેશનલ પોએટ્રી થઈ જાય. કન્ફેશનલ પોએટ્રી એટલે હંમેશા ઊતરતી હોય એવું હું નથી માનતો. છેવટે તો 'પોએટ્રી' શબ્દનો જ મહિમા છે.

જેનિંગ્સ મારી પ્રિય કવયિત્રી છે. એનાં કાવ્યો મને ગમે છે, લાગણીના ઊંડાણને કારણે. ક્યાંય કોઈ ઉપરછલ્લી આળપંપાળ નથી હોતી. દરેક કવિની કવિતાનું કોઈક ગંગોત્રી સ્થાન હોય છે. કવિ પણ એનાથી પૂરેપૂરો સભાન નથી હોતો, તો વિવેચક તો ક્યાંથી હોય? આ કવયિત્રીએ એક કાવ્યમાં કહ્યું છે :

The fitful poems come but can't protect
The empty areas of loneliness

પછી એ જ કાવ્યની બે પંક્તિ પણ જોવા જેવી છે:

My poems move from feelings not yet known,
And when the poem is written I can feel
A flash, a moment's peace.

'મારાં દાદીમા' એક સરસ કાવ્ય છે. કાવ્યના પ્રારંભમાં જ કહ્યું છે કે દાદીમા પ્રાચીન મૂલ્યવાન વસ્તુની એક દુકાન રાખતાં હતાં અથવા તો એ દુકાન દાદીમાને હેમખેમ રાખતી હતી. આ બધી મૂલ્યવાન વસ્તુઓ કાચની હોય કે ધાતુની હોય, એ બધાંમાં દાદીમા પોતાનાં પ્રતિબિંબને જોતાં હતાં, કેમ જાણે કે આ જોઈજોઈને જ પોતે જીવે છે, એનું આશ્વસાન એમને ન મળતું હોય! પ્રાચીન વસ્તુઓની દુકાન જાળવવી એટલે વસ્તુઓનો ચળકાટ ક્યાંય પણ ઓછો ન થાય એની તકેદારી રાખવી. જાણે પોલિશ જ સારસર્વસ્વ ન હોય! પ્રેમની પણ જાણે જરૂરિયાત ન હોય અથવા તો પ્રેમની જરૂરિયાત હોય અને એના અભાવને કારણે પ્રેમની અવેજીમાં પોલિશ ન હોય!

દાદીમાની આટલી વાત કર્યા પછી એ પોતાની વાત કરે છે. એક વખત દાદીમાએ એને પોતાની સાથે આવવાનું કહ્યું'તું. પણ પોતે નન્નો ભણ્યો. ઊંડે ઊંડે ભય હતો કે પોતે કોઈ પ્રાચીન વસ્તુ તો નથી ને? પોતાનો ઉપયોગ પણ એ રીતે તો નથી થવાનો ને? દાદીમા ક્યાંક ઘવાયાં છે, એ વાત તો એમણે કદી કહી જ નથી, પણ એ પોતે ધારે છે કે ક્યાંક ઈજા પહોંચી હોવી જોઈએ અને આ વિચારથી એ પોતે અપરાધવૃત્તિ અનુભવે છે—દાદીમાએ સાથે આવવાનું કહ્યું છતાં ન ગઈ એની.

દાદીમા શબ્દની સાથે જ વૃદ્ધાવસ્થા મૂર્તિમંત થાય. એમની તબિયત વધુ ને વધુ બટકણી થવા માંડી. હવે એ દુકાન પણ રાખી શકે એમ નથી, ચલાવી શકે એમ નથી. દુકાનની તમામ શ્રેષ્ઠ વસ્તુઓ એમણે લાંબા સાંકડા રૂમમાં મૂકી દીધી. એ જગામાંથી ખાસ્સો સમય એ બંધ રહેવાને કારણે અવાવરુ વાસ આવતી હતી. આ વાસ અનુપસ્થિતિની વાસ હતી. પડછાયાઓ હતા પણ એવા કે [illegible] પે[illegible]ોરી

શકાતા નથી અને ત્યાં એવું કશું જ નહોતું કે જે એમને પોતાનું પ્રતિબિંબ પાછું આપે.

અને જ્યારે દાદીમા મૃત્યુ પામ્યાં ત્યારે કોઈ કરતાં કોઈ દુઃખ ન થયું. માત્ર નકારની એક અપરાધવૃત્તિ રહી. કહે છે કે પછી ચીજોથી ભરાયેલા-ઊભરાયેલા એમના ખંડમાં હું ગઈ. આ બધી વસ્તુઓ, જે એમણે કદી વાપરી નથી, પણ એમને માટે અનિવાર્ય હતી, અને ત્યાં અનુભવ એટલો જ થયો કે કેવળ હવામાંથી પડતી હતી નવી ધૂળ.

'મારાં દાદીમા' એ શીર્ષક વાંચીએ એટલે સામાન્ય રીતે સહૃદયના મનમાં એક એવી અપેક્ષા જાગે કે અહીં દાદીમા પ્રત્યેના પોતાના વ્હાલનું નિરૂપણ હશે, અથવા વૃદ્ધ દાદીમાના વર્ણનની વચ્ચે ક્યાંક ક્યાંક સ્પંદન હશે. ચીલાચાલુ અપેક્ષા ભોંઠી પડે છે એ પણ આ કાવ્યની સિદ્ધિ કહેવાય. શીર્ષકમાં 'મારાં દાદીમા' કહ્યું છે, પણ સાચા અર્થમાં 'મારાં' કહેવાનો અધિકાર કેટલો ? સિવાય કે લોહીના સંબંધના કારણે. બંને વચ્ચે ઘનિષ્ઠ સંબંધ હોય એવું કશું કાવ્યમાંથી ફલિત થતું નથી. દાદીમાની વૃદ્ધાવસ્થાની વાત સીધી રીતે નથી કરી. દાદીમા પોતે જ જાણે કે ઍન્ટિક શોપ હોય એવું એક ક્ષણ લાગે. દાદીમાની વૃદ્ધાવસ્થાના સંકેતો આ ઉપરાંત પણ મળે છે. દા. ત. 'જૂનું રંગ ઉપટેલું રેશમ' કે 'અત્યંત બટકણી અવસ્થા.' માણસને પોતાનો પરિચય અન્ય માણસનાં સહવાસમાં અને અન્ય માણસને પોતાનો પરિચય આપણા સહવાસમાં થતો હોય છે. દાદીમાને પોતાના પ્રતિબિંબ સિવાય કોઈનો સહવાસ નથી, અને એટલે જ પ્રાચીન વસ્તુઓ પરનું પોલિશ એમને માટે સારસર્વસ્વ છે. એ ભલે પ્રેમની અવેજીમાં આવે, પણ પ્રેમને સ્થાને ઝળહળાટથી ચલાવી લેવું પડે એમાં મનુષ્યમાત્રના જીવનની એકલતાનું આલેખન છે.

વ્યક્તિ જાય છે પછી તાત્કાલિક દુઃખ ન થયું હોય તો પણ લાંબે ગાળે કશુંક અચાનક ડંખે છે. દાદીમાએ તો સાદ પાડયો, પણ એનો પડઘો પોતા તરફથી ન પડયો. કોઈકને કોઈક રીતે ના પાડી દીધી. એમાં પણ કારણ કોઈ નહીં હોય અને બહાનાં અનેક હશે.

પછી ન જવાની વાતને લાગણી અને બુદ્ધિના સંગમતટે ઊભા રહીને રેશનલાઇઝ કરી છે. કહે છે કે મને ભય હતો કે કદાચ મારો ઉપયોગ તો પ્રાચીન ચીજવસ્તુઓની જેમ નહીં થાય ને? ના પાડવાથી દાદીમાનું હૃદય નંદવાયું હશે અને કવયિત્રીનું સંવેદનશીલ હૃદય એટલું તો તાગી શકે છે કે એમને કંઈક તો થયું હોવું જોઈએ.

માણસ જન્મે છે ત્યારથી મૃત્યુ સુધી એનો પ્રશ્ન સમય સાથેનો હોય છે. આ સમયનું કરવું શું? એટલે કે આ એકલતાનું કરવું શું? જ્યોતીન્દ્ર દવેએ ક્યાંક લખ્યું'તું કે દેખીતી રીતે આપણે ઘડિયાળને ચાવી આપીએ છીએ, પણ હકીકતમાં ઘડિયાળ આપણને ચાવી આપે છે. પહેલી જ પંક્તિ ઘણું બધું કહી દે છે. તેઓ ઍન્ટિક શોપ ચલાવતાં હતાં, અથવા ઍન્ટિક શોપ એમને ચલાવતી હતી. જીવન આખું વીતી ગયું, ક્યાંયે એમનું નામોનિશાન ન રહ્યું—જીવી ગયાં છે એની પ્રતીતિ આપતું, અને એટલે જ ક્યાંયે એમના આંગળીઓની મુદ્રા પણ દેખાતી નથી. પોલિશ વિનાની નિર્જીવ વસ્તુઓએ તો દાદીમા જીવતાં હતાં ત્યારે એમના પડછાયાને પણ નકાર્યો હતો, અને આ વાત સાથે કવયિત્રીએ પડછાયાને પોલિશ કરી શકાતા નથી, એવી કરુણ પંક્તિ પણ સરકાવી દીધી છે.

આખું કાવ્ય અપરાધભાવમાંથી પ્રગટ્યું છે. એક વખત કરેલા નકારની અને પોતાના અપરાધના સ્વીકારની આ કવિતા છે. સામાન્ય રીતે અપરાધી એની ફિંગર પ્રિન્ટ્સ પરથી ઓળખાતો હોય છે. અહીં દાદીમાની ફિંગર માર્ક્સ ભલે ન હોય, પણ કવયિત્રીનાં છે. છેલ્લે નવી ધૂળની વાત આવે છે તે ઍન્ટિકના કોન્ટ્રાસ્ટમાં આવે છે કે પછી અપરાધનો સ્વીકાર એ નવી ધૂળ? એટલે અજાણપણે પોતે પણ આ નવી ધૂળના જામવા પછી સમય જતાં ઍન્ટિક તો નહીં થઈ જાય ને? એટલે ઍન્ટિક તરીકે પોતે વપરાશે તો નહીં ને?—એવો જે ભય હતો એ નવે નામે નવે રૂપે અહીં આવે છે.

મને એક વસવસો રહી ગયો છે કે જ્યારે જેનિંગ્સને મળ્યો ત્યારે એમની જોડે આ પંક્તિ વિશેનો ખુલાસો કરવો હતો તે રહી ગયો.

અને એટલે જ આ નવી ધૂન શા માટે ? એનો આટલા પ્રશ્નો મનોમન પૂછયા પછી પણ મને હજી લગી સંતોષકારક ઉત્તર મળ્યો નથી.

આની સાથે બાલમુકુન્દનું 'દાદીમાનો ઓરડો' એ સૉનેટ પણ જોવા જેવું છે :

અહીં જ બસ બા ! સદાય ઢળતો હતો ઢોલિયો.
અહીં જ મણકા ફર્યા વરસ એકસો સાતના;
અહીં જ ત્રણ પેઢીનાં ઝૂલવિયાં તમે પાલણાં;
અહીં જ લચતો ખચેલ ફૂલડે હતો માંડવો.
કદી મરણ બા ! અકાલ ફૂલડાં ચૂંટીયે લિયે,
સહ્યા કઠણ ઘા તમે કરુણ મૂર્તિ ! ભારે હિયે;
અનેક સુખદુઃખના સ્મરણના પટારા સમો,
સૂનો ભરખવા ધસે અહહ ! એ જ આ ઓરડો !

હવે નયન બા ! બધે જ તમને રહે ઢૂંઢતાં,
પિયાસ તમ દર્શની અવ રહી છ પીડી જ કે—
જરાક નજરે ચડે તમ સમું કો ખોળિયું,
બિછાવું બસ સેજ અંતરતણે અહીં ઓરડે;
નિમંત્રી રહું પોઢવા સકલ વિશ્વ વૃદ્ધત્વને
અને સકલ વૃદ્ધમાં વિલસતાં દીસો બા તમે !

☐ જતીન્દ્ર આચાર્ય

મૃત્યુ એટલે ?
સ્પંદનનું નિકંદન
શ્વાસોના અશ્વોનું પલાયન
નેત્રનું થવું ચિત્રવત્
દેહ કાષ્ઠવત્
કે સૂક્ષ્મ સ્થળાંતર :
અદૃશ્ય નીરવ રૂપાંતર.

હું – મારી અદાલતમાં ☐ સુરેશ દલાલ

કૂહે કૂહે સુરેશ તને જોઈએ છે શું ?

ધન, યશ, યસમેન, તંદુરસ્તી, સિગારેટ, શરાબ
આરસઊજળા વારસદારો,
એક ઍરપોર્ટથી બીજા, બીજાથી ત્રીજા
એમ એક પછી એક સતત આવનજાવન,
દીર્ઘ–આયુષ્ય, સેક્સ સત્તા,
મૈત્રી, પ્રેમ, પરમેશ્વર....

મારો એક એક પ્રશ્ન
તને નિર્વસ્ત્ર અને નગ્ન કરવા આવ્યો છે.

એકાદ વાર તો સાચું બોલ
એકાદ વાર તો મનને ખોલ
તને બધું જ જોઈતું હોય
છતાંય દેખાવ એવો તો નથી કરતો ને—
—કે મારે કશું જ જોઈતું નથી ?

તું એમ માને છે
કે તારી આસપાસ તારી ઇચ્છાઓનો કિલ્લો રચશે
એટલે તું સલામત છે ?
તું એમ માને છે
કે તારી આસપાસ તું સંબંધોનું સ્વર્ગ રચશે
એટલે એકલતા અલોપ થઈ જશે ?

આ બધા પ્રશ્ન
તને નિરુત્તર કરી મૂકે એવા છે
છતાંય તું બોલવાનો ચાળો ન કર, તો મહેરબાની.
આઘાતચિહ્ન જેવા તારા મૌનની
શરણાગતિ સ્વીકારી લે
આ શરણાગતિ ખત પર તું સહી કરે
કે ન કરે
કશો જ ફેર પડે એમ નથી.

કૂહે કૂહે સુરેશ તને શું નથી જોઈતું ?

## રાત □ જયન્ત પાઠક

તારાનો તણખો પડ્યો તતડી ઊઠ્યું આભ
ગોટે ગોટે ગયા ગળી અજવાળાના ગાભ,

આકુળવ્યાકુળ વલવલે વૈદર્ભી અધપટ્ટ
વગડાનો અંધાર ને થાય વિલાપે ઘટ્ટ;

આગળપાછળ મારતો આંટા ભૂખડો વાઘ
ચટાપટામાં ચીતર્યા ડરામણા કંઈ ડાઘ;

દરમાં બેઠી શશતણી ડરપોકી બે આંખ
અધ્ધર ઊડતી રાતની સ્થિર બે પહોળી પાંખ;

ચોદિશથી ચઢતા જતા અંધકારના લોઢ
જટિયાં જમડાનાં ધૂણે – ધૂણે ખખડધજ ખોડ

ત્રમ ત્રમ તમરા પાંખમાં તરુવરનો ચિત્કાર
વગડો આઘો ઓઢીને રાત રડે ચોધાર;

દૂરદૂર ટમટમ થતો જડે ન એકકે દીપ
પ્રથમી તે તળિયે પડી કોઈ આંધળી છાપ;

મોંસૂઝણાની વાટમાં ફડફડ પંખીપાંખ
પ્હો ફાટ્યાની રાહને તાકે સૂરજ આંખ.

## □ રાજેશ પંડ્યા

ઇચ્છા બરફની જેમ થીજી જાય તો ગમે,
કાં સૂર્યનાં પગલાં અહીં ભૂંસાય તો ગમે.
મારાપણું આ વૃક્ષમાં લો ઓગળી ગયું;
એકાદ એની ડાળ જો ટહુકાય તો ગમે.

## લગ્નનાં ત્રણ અષ્ટકાવ્યો ☐ ઉશનસ્

(૧) જનની

એ ઊડતી સુઘરી-આવરણી શી પ્રાતમાં
સંમાર્જને સળી સળી ખરતી, ખરી જતી
આખી જ કોઈ પીળી પાનખરશી; વળી જતી
એ બેવડી, સૂતી પછી થઈ ઝાડુ રાતમાં;

મેં ઝાડુ જેવી લહી છે ભીંત ટેકવાયેલી
ખૂણે મૂકેલ, ઢીલી એવી જ સાંજશી ઝીંટી
બાવાંથી; ધૂળથી જાળ કરોળિયે વીંટી
એ સાંજ જેવી લટિયે લટિયે ગૂંચાયેલી;

એ નાની સોય શી દોરી-પરોવી લંબ
ફાટેલ વસ્ત્ર સરખા ઘરમાં ફર્યાં કરે
સંધાય ખંડ, પગલાં બખિયા ભર્યાં કરે,
સર્વોચ્ચ એમ નિખરે સહુનીય અંબ;

એ હારી જાય હરવાત, અબોલ થૈ રુએ
સૌનેય એમ જીતી છેવટ જાય આંસુએ.

(૨) પુત્રી

એ જેમ લગ્નની ગઈ મિતિ પાસ આવતી
પોતાની, તેમ નિજમાં જ ગઈ નિમજ્જતી
ઊંડે ઊંડે, સકલ બાહ્ય તણું સમેટતી
પેઠી ઠરે ભમરી શી ઝીણું ગુનગુનાવતી;
એ ગુનગુનેય શમી ગૈ, પછી તો શમી ગઈ
વાણી જ, લીન ઘરકામ વિશે થતાં મૂગી
કો ઊંઘતી ભમરડી સરખી ભમી રહી
આ કામથી અવર, કૂકડી શી જતી પૂગી;
— ને એમ એમ કરતાં નિજ તાતને-મને —
દીવાનખંડ મહીં એમ જ રાખી, ચાતરી

એ ચાલી ગૈ ભીતર ભીતર માતની કને
–સાચી સગાઈ હતી જે ખરી ત્યાં જ આખરી;
એ આંસુ શી કડક સાસરિયે ગરી ગઈ
પૂંઠે દૃગોનું ભૂચરું–
ને આખી વાટ દૃગની જળથી ભરી ગઈ.

(૩) પુત્રી

તું આઈને ડળક એક ઢળેલ આંસુ શી,
તેને હવે ચીતરું એકું હું ટેરવાગ્રથી,
એકાકી–શૂન્ય–મન-આકૃતિમાં મનોમન;
હું જોઉં, આંસુ બીજ ગોળ અજાણુ વૃક્ષનું
લંબાવું આમ વળી તેમ કરાગ્ર ટીશિયે,
તો અશ્રુ છોડ! મધુમાસી પ્રશાખી નીંઘલ્યો!

બે ઓરડા–અલગ–નાં દૃગ મોતિયાળાં,
બે કૂપ શુષ્ક, વસૂકેલ, અવાવરુ યે,
ત્યાં આંસુ યે તબકી, જીવન છેની સાબિતી;

હું તો તને કહીશ આંસુ, લહીશ આંસુંમાં;
તેં લગ્નનું ઘર સજસે, પછી પારકી થતાં
સર્વત્ર અશ્રુફૂલ, વસ્તુ અવશ્રુ ના રહી;

આ લાણી–છેલ્લી જ હશે–કશી આંસુ યો ચીલી!
છેલ્લીય હોય ધડકો, પણ શી લીલી લીલી!

☐ જતીન્દ્ર આચાર્ય

મારે નથી થવું રમેશ કે સુરેશ યાર:
મારા જ નામનો કઠે મને અસહ્ય ભાર!

('ખડિંગ' વાચતાં વાંચતાં)

મુખવટો □ કેશવ મેશ્રામ □ ધનવિદ્યા મહેતા

(મરાઠી)

જેમને શબ્દો લાગે છે કેવળ મુખવટા
તેમને શું ને કેમ કહેવું?
શબ્દના સામાન્ય અર્થ પર નજર રાખીને
કરે છે જેઓ બીજાની નજરબંદી
શબ્દ પહેરે છે ગાઢા વાળમાં, મૂલ્યવાન કોટ પર
અને સાધે છે મોટાઈની તક તેમને શું કહેવું?

શબ્દો માટે જેમણે ક્યારેય વેદના ભોગવી નથી
તેમની વાંઝણી લાલસાને કેમ સમજાય
માણસના પેટના સણકા?

રસ્તા પર ઠમક ઠમક ચાલતાં જેમને પરસેવો પણ વળતો નથી
તેમણે ભાવનાનાં લીલાંછમ ખેતરનો છંટકાવ કરવો નહીં,
તેમણે પોતાની જ નામ ઘોષણામાં મન પરોવવું.
તેમને શું કહેવું, કેમ કહેવું?

શબ્દ સાથે એકરૂપ થનારને પણ શબ્દ ક્યારેક જ ખભે ઊંચકે છે,
કરોડરજ્જુ ટટ્ટાર રાખીને તેમાંના કેટલાક આત્મદહનનો ઉત્સવ જુએ છે
શબ્દ જેમના નરમ ભીની માછલી જેવા
તેઓ સૂકવી નાખે છે બીજાઓનાં પણ અર્દ્ર-ભીનાં મન.
શબ્દોના મુખવટા સાથે જ જેઓ રમે છે...તેમણે સાંભળવું,
તેમને શું અને કેમ કહેવું? શા માટે કહેવું?

□ સુરેશ દલાલ

હોઠ પાસે આવેલો પ્યાલો
છીનવાઈ જાય
ત્યારે
મેં હોઠને સળગતા જોયા છે
અને તરસને રઝળતી જોઈ છે—સાવ કોરી આંખે.

આંખ વિશે એક ભજન ☐ લાલજી કાનપરિયા

આંખને ગમે ઈ સાચું રે મનવા ! આંખને ગમે ઈ સાચું
બાકી બધું ય છે કાચું રે મનવા ! બાકી બધું ય છે કાચું.

પરથમ પરીક્ષા આંખ જ કરે ને ગમાડે જણ પછી પોતે
અંતર-બંતર તો માર્યા ફરે ને આંખ જ પોતીકું જણ ગોતે.

નજરુંનું મા'તમ ખાસ્સું રે મનવા ! નજરુંનું મા'તમ ખાસ્સું
આંખને ગમે ઈ સાચું રે મનવા ! આંખને ગમે ઈ સાચું.

આંખ જ બ્રહ્માની નાભિનું કમળ ને આંખ જ હરિદ્વાર
આંખ જ અમિતાભ બચ્ચનનો ચહેરો, આંખનો મહિમા અપાર

ભવોભવ આંખને યાચું રે મનવા ! ભવોભવ આખને યાચું
આંખને ગમે ઈ સાચું રે મનવા ! આંખને ગમે ઈ સાચું.

કાગળની હોડી લૈ તરવા નીકળે કોઇ ફોટામાં ચીતરેલ દરિયો
સપનાની પાલખીમાં બેસીને જીવ એમ દોમદોમ સાહ્યબીમાં ફરિયો.

જીવતર તો છેવટે બગાસું રે મનવા ! જીવતર તો છેવટે બગાસું
આંખને ગમે ઈ સાચું રે મનવા ! આંખને ગમે ઈ સાચું.

તમે/અમે ☐ અનિલ કડકિયા

તમને પ્રેમમાં શંકા છે
અને અમને
શંકા નથી કે પ્રેમ છે.

તમને નશો
અમારા શરાબનો છે
અમને તો કોઇ પ્રશ્ન નથી
પણ તમને શોખ જવાબનો છે

## સાંજ ક્યાં છે? □ લલિત ત્રિવેદી

પુષ્પમાંથી પ્રગટતાં સુરભિવલય વ્હેતાં હતાં – એ સાંજ ક્યાં છે?
આપણાં શ્વાસો ને ઉચ્છવાસોનાં લય વ્હેતા હતાં – એ સાંજ ક્યાં છે?
ને ત્વચામાં છલકતાં સ્પર્શોના મય વ્હેતાં હતાં – એ સાંજ ક્યાં છે?

મલમલી ધુમ્મસ અને બસ આંગળી ફરતી હતી – એ ઝુલ્ફ ક્યાં છે?
મુગ્ધ હોઠો પર તરસ બેબાકળી ફરતી હતી – એ ઝુલ્ફ ક્યાં છે?
રક્તને ચમકારતી એક વીજળી ફરતી હતી – એ ઝુલ્ફ ક્યાં છે?

આપણાં પ્રતિબંબ પાણીમાં પડે – એ નદી વહી ગઈ છે ક્યાં?
શ્વાસને ભીંજવતાં જળશીકર ઊડે – એ નદી વહી ગઈ છે ક્યાં?
આપણું ખળખળવું આપણને જડે – એ નદી વહી ગઈ છે ક્યાં?

હું ખડક પર ભાંગતા મોજાંમાં ડૂબતી સાંજની ભીતર રહું છું
કે ક્ષિતિજ પર્યંત વ્હેતા જળમાં ઢળતી સાંજની ભીતર રહું છું
ને ગગનભર તાકતી કરપીણ શ્વસતી સાંજની ભીતર રહું છું.

## ગઝલ □ હેમેન શાહ

ભલું થજો નવા પ્રસંગ નીકળ્યા લટકમટક,
નવલકથા થતી હતી યે ક્યારની અટક અટક.

નથી શું શક્ય કે જરા હું કેન્દ્રમાં રહી શકું?
પ્રસરતા વર્તુળોની સાથ કાં કરું ભટક ભટક?

છે આસપાસ પિંજરું એ સ્થૂળ યા તો સૂક્ષ્મ હો,
મીઠું મીઠું રટયા કરું કે બોલવું છટક છટક?

કહી શકું તો અબઘડી, હું વાત એક દીવા સમી,
પછી કદાચ અગ્નિના છૂટા થશે ઘટક ઘટક?

એ જિંદગી કે પ્રેમ હો, વિષાદ કે હો સ્તબ્ધતા,
પીવાની રીત એ જ છે કે પીજિયે ગટક ગટક.

## જડતા ☐ હસમુખ પટેલ ☐ જયા મહેતા

મારી આ જિંદગી
ખોટા સરનામે ટપાલમાં નાખેલા
DLOમાં પહોંચવા સર્જાયેલા
પત્ર જેવી છે.

સમયની રેતીના ઢુવા
ધીરે ધીરે સરકે છે
લાગે છે
મને જીવતો દાટી દેવાય છે....

મરતી વખતે જાહેરનામું કરવાનો
મને અધિકાર હોત
તો મેં કહ્યું હોત

નથી કોઈ અર્થ કોઈ કારણ
છે કેવળ જડતા ને તે પણ નિર્લજ્જ.

## સ્હેલું નથી ! ☐ ચંદ્રકાંત દત્તાણી

દર્પણોથી છૂટવું સ્હેલું નથી
પ્રતિબિમ્બને પણ ભૂંસવું સ્હેલું નથી

સદીઓથી એને માનીએ આભૂષણો
ઝંઝીરોનું તૂટવું સ્હેલું નથી

ટીપે ટીપે ઓગળી ખુટે શમ્યા
શ્વાસે શ્વાસે ખૂટવું સ્હેલું નથી

વલોવાશો રાત આખર સુધી
એમ મ્હોનું ફૂટવું સ્હેલું નથી

જન્મો સુધી ફૂલો ઉછર્યાં આંખમાં
સુગંધોનું ત્રુઠવું સ્હેલું નથી

આંસુઓ ખૂટ્યાં તો સીંચ્યાં લોહીને
ધારો તેવું જીવવું સ્હેલું નથી.

સુરેશભાઈ,

આમ તો હું નાટકની દુનિયાનો માણસ. પરંતુ મૂળમાં કવિતા ખરી. એટલે જ્યારે જ્યારે કોઈ કવિતા ઉપર નજર પડે કે વાંચવી તો પડે જ. કોઈ પણ કારણ વગર અમુક કવિતા ગમી જાય તો ક્યારેક ન ગમે.

પણ જ્યારે તમે કવિતા અંક ૧૧૨ માંથી ઉત્તમ કાવ્ય પસંદ કરવાનું કહ્યું ત્યારે જરાક અકળાયો, કારણ કે કાવ્ય વાંચવાનું એક વાર ને વાગોળવાનું વારંવાર એમ હું માનું છું. આ વખતે મારે કાવ્યો વારંવાર વાંચવાં પડયાં, આખા અંકમાંથી મને બે કૃતિઓ બહુ ગમી. આમ તો બીજાં ઘણાં સારા હતાં પણ 'કણસ હતી' ભગવતીકુમાર શર્મા ને 'ગુફ્તગુ–એ–ખાસ' (૪) રમેશ પારેખનાં વધારે ગમ્યાં.

કદાચ હું નાટક સાથે સંકળાયેલો હોવાને કારણે કવિતામાં રહેલા કવિના 'ધ્વનિ'ને (ધ્વનિ જે નાટકનું મુખ્ય અંગ છે) Project કરી જોઉં છું ત્યારે મને રમેશ પારેખની કૃતિ વધુ ગમે છે. કારણ કે કાવ્યમાં હરેકે હરેક ભાવ, લાગણીઓ બહુ સ્પષ્ટ રીતે ઊપસી આવે છે:

"કેવા દુખિયારા ગર્વ વડે ખરબચડી ઉંમર પંપાળી ?
શું કામ હતું બીજું આમે ? ના તું આવી ના હું આવ્યો."

ને હું માનું છું કે ભાવોને શબ્દો દ્વારા જે વધુ સુંદર રીતે ઉપસાવી શકે તે ઉત્કૃષ્ટ કાવ્ય.

મને આપે એવો એક મોકો આપ્યો કે જેમાં હું મારું મંતવ્ય રજૂ કરી શકું એ માટે ખૂબ આભાર.

દીપક દવે

તડકાનાં પંખીઓ ☐ બેન્યાઝ પ્રોલવી

પ્રભાતે
ઝાકળના પથરાયેલા
ચણને
ધીમેધીમે
ચણે છે
તડકાનાં પંખીઓ...

—કવિતા સમયનું સ્વ-રૂપ.

—ઉમાશંકર જોશી

તંત્રી: સુરેશ દલાલ
સળંગ અંક: ૧૧૩
વર્ષ ૧૯: અંક ૫ : જૂન ૧૯૮૬
મુખપૃષ્ઠ સજાવટ: દિનેશ દલાલ

# કવિતા

(દ્વૈમાસિક)

---



---

સૂચના: વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

લવાજમ: દેશમાં ૩૬ રૂપિયા. પરદેશમાં ૫૫ રૂપિયા. આ અંકના છૂટક ૬ રૂપિયા. બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઓર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી છે.

પત્રવ્યવહારનું સરનામું: જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ ૬૨, મુંબઈ-૧

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ. સ્ટેટસ પીપલ્સ પ્રેસ, મુંબઈ-૧.

KAVITA Regd. No. R. N. 16800/67

☐ નાથાલાલ જોશી

જીવનની અમલપ્રભા આનંદપ્રદ છે.
શૈશવસુલભ સરળતા સંઘર્ષમુક્ત છે.
પુષ્પોનાં સૌંદર્ય અને સુરભિ સ્વાભાવિક છે.
બુલબુલનું ગીત તૃપ્તિનો તરંગ છે.
તારાઓનાં તેજમાં નૈસર્ગિક સ્મિત છે.
અનંતનો પ્રવાહ સહજ છે.
એને સમર્પિત માનવ નિર્ભાર છે.

☐

અસ્તિત્વ રસમય છે. તેને સર્જનમાં પણ રસ છે
રાત્રે ગગનમાં ચંદ્રસમેત તારાઓની
દીપમાળાઓમાં જ્યોતિ અસ્તિત્વની છે.
ગ્રહ-નક્ષત્રોનો રાસ રચનાર એ રાસવિહારી છે..
ઘૂઘવતાં સાગરના તરંગોનાં નૃત્યોનો એ
નર્તક છે.
સઘન વનના નિર્જન એકાંતમાં અસ્તિત્વની
વેણુ વાગે છે. વિહંગોના કંઠમાં પણ
અસ્તિત્વનો ટહુકો છે.

આ રહસ્યમય સૌંદર્ય અને ધ્વનિનો રસાસ્વાદ
ઉત્પન્ન કરનાર અસ્તિત્વ જ છે

## સોળ વરસની છોકરીનું ગીત □ વિજય રાજ્યગુરુ

સૂરજના હાથમાં ઘોડાની રાશ છે... ખુલ્લું આકાશ છે...
મદમાતો વાયરોય વાય છે -
ઝાંઝર ઝણકાવતી ફળિયાની લીમડી ડુંગરનો ઢાળ ચડી જાય છે

ફળિયાની બહાર કૈં, પડછાયો જાય ને, આસપાસ વંડીની ચોકી
ડુંગરના ઢાળ પર, પડછાયો તરબતર, કોઈ ના શકે લગાર રોકી
જોબન છલકાવતી ફળિયાની લીમડી પડછાયો પાથરતી જાય છે

ફળિયામાં વાયરો, ડા'પણનો ડાયરો, ઓઢણી ખસેડતાંય બીતો
ડુંગર પર જોરથી, ભીંસે ચોમેરથી, પાંદડીને આરપાર પીતો
મોઢું મલકાવતી ફળિયાની લીમડી વાયરાને વળગીને ગાય છે

સૂરજના હાથમાં ઘોડાની રાશ છે... ખુલ્લું આકાશ છે...
મદમાતો વાયરોય વાય છે -
ઝાંઝર ઝણકાવતી ફળિયાની લીમડી ડુંગરનો ઢાળ ચડી જાય છે -

## ભરચક ભરચક ઈચ્છાઓનું ગીત □ રામજી ખેરોલિયન

દરિયાપાર તમારી ઓળખ ગીરો મૂકી લોકવાયકા નામે કુંવરી કંકણ પહેરી નીકળે,
કો'ક અજાણ્યા કંકુના થાપામાં ટાંકયા અક્ષતની કાયાને માથે લાગણીઓનાં ઝાડ ઝળૂંબે,
પાદરમાં પરગટ દેવીના ચરણોમાં ભરચક ઈચ્છાઓ આંસુના ઝળહળ પડછાયે ડૂબે.
આ ફેરા ચોમાસે પેલી ચકલીને પીંછું ફૂટયાનું પરોઢ લઈને તડકે તડકે પીગળે,
દરિયાપાર તમારી ઓળખ ગીરો મૂકી લોકવાયકા નામની કુંવરી કંકણ પહેરી નીકળે.
કુંવારી છાતીથી ઊઠે સ્પંર્શોના બેફામ વાયરા ખરતી પાંખે આભ લગોલગ જાય,
હાશ ! હવે તો પાનેતરમાં વેરણછેરણ શ્વાસોના મશૃણ ટહુકા પાંપણને પટકાય,
પાંપણને પટકાય એટલાં સાચાં મોતી કાચાં મોતી ખડકારાં થડકારાં દૃશ્યો ચીતરે,
દરિયાપાર તમારી ઓળખ ગીરો મૂકી લોકવાયકા નામે કુંવરી કંકણ પહેરી નીકળે.

## મારાં પુસ્તકો □ હોર્હે લુઇસ બોર્હેસ □ રાધેશ્યામ શર્મા

મારાં પુસ્તકો (જે જાણતાં નથી કે હું હયાત છું) -
લમણાં જેનાં ભૂખરાખખ બની ગયાં છે આંખો સમેતં
એવા આ ચહેરા સમો મારો જ અંશ છે,
એ ચહેરાની રૂપરેખાને અંતર્ગોળ હાથથી સ્પર્શી
વ્યર્થનો હું અરીસામાં ન્યાળું છું.
સુગમ્ય કટુતાપૂર્વક સ્તો,
હવે મને લાગે છે કે મને અભિવ્યક્ત કરતા એ શુદ્ધાર્ક શબ્દો
મને જાણતાં નથી એ પૃષ્ઠોમાં છે,
નહિ કે જે પૃષ્ઠો મેં આલેખ્યાં છે.
આમ જ વધુ સારું છે મર્ત્યના અવાજો
સર્વદા મારી સાથે બોલશે.

## સંગલાલ □ ઊજમશી પરમાર

પાદર જાવાનું મને કહેશો નહીં સંગલાલ
પાળિયાનું નામ કોઈ લેશો નહીં સંગલાલ

પાળિયા ને માણહનો વાદ નહીં સંગલાલ
પથરાને ઝૂર્યાનો સ્વાદ નહીં સંગલાલ

અંધારાં જળ વળે ટોળે રે સંગલાલ
ઝરમરિયા પહોર કેક ઓલે રે સંગલાલ

સપનામાં ભીંજાવા જાવું નહીં સંગલાલ
તડકે નિરાડિયા થાવું નહીં સંગલાલ

ખાંભીમાં પોઢયો છે ખોટીપો સંગલાલ
વાટ જુએ ક્યાં લગી રાજીપો સંગલાલ.

## આઈડેન્ટિટી કાર્ડ □ ઈન્દુ પુવાર

અત્યારે
આ ક્ષણે હાથમાં
પાછા જાવ શહેરનાં પાટિયાં સાથે હું
ધિધિ વૃક્ષ નીચે ઊભો છે.
એની નજર અચાનક મૂળિયાં તરફ જાય છે
જે ખુલ્લાં છે
જમીનના ગઠ્ઠા બાઝી ગયેલા છે ત્યાં સૂતાં છે
ને વૃક્ષને ઊભા રહેવાની શક્તિ આપે છે.
આ જ વાત કવિકલ્પનામાં -
ધિધિ વૃક્ષ નીચે ઊભો છે હું અત્યારે/આ ક્ષણે
હાથમાં પાછા જાવ શહેરનાં પાટિયાં
સાથમાં એક નજર નિખાલસ લગોલગ
નજરમાં ભરચક સાત સાત સપનોના મહેલ ખચોખચ
એક ખોલે ને બીજો ભૂલે ત્રીજામાં જાય ખોવાતો
સાચા મહેલને પામવાની ઈચ્છા ભ્રમણા ભ્રાંતિ
ધિધિ વૃક્ષના મૂળિયાંમાં પડેલું સનાતન વૃક્ષતત્ત્વ જોઈને હસે છે હું
- કવિકલ્પનામાં
બત્રીસ પૂતળીઓના રચાયેલા કમળમાં બિરાજેલો હું
- કવિકલ્પનામાં
અંધકારની આંખમાંથી પાંખ ફૂટે ઊડે વૈભવી આકાશમાં
- કવિકલ્પનામાં
રિયાલિટિમાં છે ઉદાસી છે રંગીનતા છે ઉન્માદ છે
પડછાયાની કિલકારી છે
સમયના લાલ, પીળા ને વાદળી ધબ્બા છે
અનેરા છે આનંદકારી છે શહેર છે શહેર છે
હુંના મગજકોષોમાં છે તો આવું છે કંઈક
સાયકોલૉજી કહો/ફિલોસૉફી કહો
રસશાસ્ત્રીય કહો/ભારતીય ભૂમિકા કહો
કે દેશી ગૂનગૂનાતી ધૂન કહો
આખી વાત છે ગુલાબનો ગોટો
પ્રશ્નની ભૂમિકા આવી છે કંઈક

મૂળિયાં તરફ હુંએ એવું તો શું જોયું ?
કયું અનેરું અદકેરું મેરુ મેરુ જેવું અચરજ જોયું ?
બત્રીસ પૂતળીઓનું સિંહાસન જોયું ?
સિંહ તો ઝૂમાં જોયો છે
હરતો ફરતો ત્રાડ પાડતો પાંજરામાં
જોવાની વસ્તુ થઈ આંટાફેરા કરતો વનરાજ
પૂતળીઓ/લાગણીઓ/પ્રશ્નો/ભૂમિકા
હું બોલે તો શું બોલે ?
કયું નવું અર્થઘટન આપે ?
હશે, મૂળિયાં છે એ સીધુંસાદું અચરજ હું પામ્યો છે કદાચ
ત્યાં, ગઠ્ઠા તોડી ખાડો ખોદી ભ્રમભ્રમણા ભ્રાંતિ ભાંગી શકાય કદાચ
પાછી માટી પૂરી પાણી રેડી મૂળિયાં દાટી દેવાય કદાચ
તંતે તંતનો અંત આણી સિંહને ઝૂમાંથી છોડી શકાય કદાચ
હા હું છે ઈપ્સા છે લિપ્સા છે લાલ
આંસુ છે કિનારો છે ઊભેલી હોડી છે નાળિયેરીનાં વૃક્ષો છે
આસપાસ અંધકારમાં વચ્ચે લૂલો લંગડો પ્રકાશ છે
દૂર દૂર પાણી ને પાસે પાસે રેતી એવા એવા વાતાવરણમાં
હું છે ઈપ્સા છે લિપ્સા છે લાલ
નજરમાં સિંહની કેશવાળી છે હાલ
એક ઉદાસી સાંજ
પંખી ઊડતાં ચાર ને પાંચ
ભૂખરું ભૂખરું છે આકાશ
ભૂખ્યો ભૂખ્યો છે વનરાજ
વનરાજ ! વનરાજ ! કેશવાળીનો ભાર ખંખેરી નાખો હાલ
ને પછી મારો મોટી ત્રાડ
ત્રાડમાં ઓગાળી નાખો
ફૂટપાથ/ચાની લારી/રિક્ષા/રિક્ષાવાળો
ઈપ્સાવાળો હું શહેર છે
લિપ્સાવાળો હું શહેર છે
મારું શહેર છે લૂલું છે લંગડું છે મારુ શહેર છે
સિંહ છે ઝૂ છે પાંજરું છે હરવું છે શહેર છે
આખા શહેરનું મિસ્ટીસિઝમ
હુંની એક આંખમાં અચરજ

બાજી આંખમાં આંસુ મૂકી આપે છે
આખું શહેર ઑપરેશન થિયેટરમાં સૂતું છે
વટાવે જાય છે સ્ટ્રેચર એક પછી એક
સોડિયમ લાઈટ્સના થાંભલા ઝગ ઝગ
કોન્સિયસનેસની સિરિંજો લઈ નર્સો કરે દોડાદોડ
બંદોબસ્ત માટે પોલીસ હાથમાં ડંડો લઈ
એક પછી એક પાંજરાને જવા દે છે અંદર
આ બાજુ હુંને ચાલવાની વૃત્તિ થાય છે
એકાદ બે ડગલાં ચાલે છેય ખરો
કિંતુ ડંડા સાથેનો પોલીસ સામે આવી ખડો થઈ જાય છે
દર્દભર્યા ઘેરા અવાજ સાથે પૂછે છે હુંને -
આઈડેન્ટિટી કાર્ડ બતાવો.
હું ડંડાદાર પોલીસ સામે જોઈને હસી પડે છે
હસતા મોંએ મૂળિયાં જુએ છે/ધિધિ વૃક્ષ જુવે છે
પછી ચાલતાં ચાલતાં કહેતો જાય છે -
ઑપરેશન થિયેટરમાં જઈને શોધી લાવું છું
જો મળી આવે એકાદ આઈડેન્ટિટી કાર્ડ -

પ્રિયસંગે

□ હરિવલ્લભ ભાયાણી
(સંસ્કૃત)

પ્રિયસંગે
અબોલા બને બોલ
નિજ દૃષ્ટિને ચોરવી એ જ દર્શન,
અને અંગનું વસનથી આવરણ
એ જતો અંગ-અર્પણ.

## પ્રેમ □ નીતા રામૈયા

મિલ્ટનની આંખ પાછળની ગુલાબી બખોલમાં
આદમ
ને
ઈવનું
આદીમ સ્વર્ગે સજીવ બને ડોલમડોલ ડૂબી જાય
ફરી એના આડા ઊભા માંચડા બંધાય
રૂમાલવચની ઓથેલોની આતંકવાદી પકડથી
ભાનભૂલી
ડેસ્ડીમોનાના
છક્કા છૂટી જાય
ગમ્મતી ને કોઠે ડાહી પોર્શિયા
બુદ્ધિબુઠ્ઠા
પતિને
પ્રેમનો પાઠ ભણાવે વીંટી જેવી વાતે
કલાત્મક કુંજામાં સર્વ સૌંદર્ય ને સમગ્ર પ્રેમનો
ઉફાણો
આવ્યો હોય
તેવો
ગરમાગરમ
લિજ્જતદાર પાપડને
જીભ સાથે હોય તેવો સંબંધ કીટ્સને ખપે
અને
છતાંયે
તેના માટે
પ્રેમ
અર્ધોપર્ધો
જીવાતો
અલ્લક દલ્લક કર્યા કરતી પ્રેયસીની યાદમાં
રાણી વિક્ટોરિયા પ્રિન્સ ફિલીપને માંડ માંડ
હા
ભણે

તેવા જમાનામાં
રઘવાયાં બાળકો પાસે
મા પાછી આવ-ની આરતી ઉતરાવતા
ભુરાયા થયેલા
સમુદ્રજીવી મર્મન
અને
ચર્ચસ્થિત ધર્મમંડિત અચળ મર્મેડ
વચ્ચે
આર્નલ્ડ શહેરી દીવાલો ચણાયેલી જુએ
વિશ્વયુદ્ધથી રદ્દે ફદ્દે થઈ ગયા પછી
એલિયેટને સાંપડે છે
એકબીજાંનાં
નામઠામ જાણ્યા વિના
એકબીજાંને
પોતાનું સરનામું આપ્યા વિના
શરીરની ઝપાઝપી
અને
પ્રેમનું બખડજંતર
પ તા વી ને ઊ ભા થ ઈ ને ચા લ્યા જ તા પ્રે મી ઓ
અહીં આ શહેરમાં એક એક હોટલના એક એક ખંડમાં
ઝળાંહળાં થતો પ્રેમ
ટિસ્યુ પેપરનાં
પૂમડાં થઈને
ઠલવાય છે ડસ્ટ બિનમાં
ઠલવાય છે
ઠલવાય છે

અહીં આ શહેરમાં એક એક હોટલના એક એક ખંડમાં
ઘરના આ ખંડમાં
બિલાડીનું મ્યાઉં
અને
દેડકાનું ડ્રાઉં
સાંભળતાં સાભળતાં

આપણી વચ્ચેના અવકાશને ભરી દેતા
- રાત્રે વાઘની આંખ થઈને -
- સાપની ગતિથી આવતા -
પ્રેમના સમયે
પ્રિય
અંધારાની આંખ ચાર થાય
હવા થાંભલો બની જાય
રાત જોયું ન જોયું કરે
આમ
આવું
ને
આવું ઘણું
તારું ને મારું
સહિયારું
આ
બધું
જોવા મળે
ટેલિસ્કોપિક નજરે
ક્યારેક ક્યારેક દેખાતા હેલીના' ધૂમકેતુમાં
વરના આ ખંડમાં
આપણી વચ્ચેના અવકાશને ભરી દેતા
ક્યારેક ક્યારેક દેખાતા હેલીના ધૂમકેતુમાં

## જે. વી. કનિંગહામ □ જયા મહેતા

(અમેરિકન)
તમને આશ્ચર્ય થાય છે કે
વેશ્યા સોના માટે થઈને પોતાનો પ્રેમ કેમ વેચે છે ?
પોતે વૃદ્ધ થાય ત્યારે એ પ્રેમ ખરીદી શકે માટે.

## ઝરમર □ કેશવ મેશ્રામ □ ધનવિદ્યા મહેતા

(મરાઠી)

હમણાં જ ઝરમર વરસી ગઈ
તડકાના હાથમાં હાથ ગૂંથીને !
પ્રકાશમાં ચમકે છે તે છે કેવળ માટી,
કોઈક યાદ સણકતા જખમી હાથની.

બેચાર ચકલી ભેગી થાય છે ઓટલા પર
અણધાર્યા આગંતુક મહેમાન જેવી,
તેમની ઘૂસપૂસ કેવળ મશ્કરી અજાણી,
આલિંગન હળવું શું ગળાફરતું સેર્પત્વચા જેવું,

તડકો આવી જાય છે... આવે છે ને જાય છે
ઝરમરમાં વીંટાળીને, સર્વસ્વ લઈને,
પાનની સળસળ, ઉખેડેલો પોપડો
હાથમાં હાથ ગૂંથીને...
હમણાં જ હમણાં જ ઝરમર વરસી ગઈ.

## ચંદ્રની ભાષા □ બેન્યાઝ ધ્રોલવી

(ગઝલ)

શબ્દની ડાળો નમેલી જોઉં છું,
દૂર ગઝલોની હવેલી જોઉં છું.

ગાલગાગા દુર્ગના પડઘા પડે,
છંદની ખંડેર ડેલી જોઉં છું.

કાફિયાનું એક મઘમઘતું ચમન,
હું રદીફોની ચમેલી જોઉં છું.

શે'રનો દરિયો ભરી લે શ્વાસમાં,
નાવ મક્તાની ભરેલી જોઉં છું.

કાવ્યના ગૂંથાય સપનાં રાતભર
ચંદ્રની ભાષા મઢેલી જોઉં છું.

## ચકલીનો માળો □ જયન્ત પાઠક

વીજળીના ગોળા પર
મથે માળો કરવા આ ચકો-ચકી
ઉદ્યમી અથાક, પણ અક્કલનાં ઊણાં
તણખલાં લાવે કૂણાં કૂણાં
લાવી લાવી સીંચે
ચારમાંથી ત્રણ પડે નીચે !
વીજળીના ગોળે માળો ! – મૂરખ મમત
નહીં કશું સ્થિર અહીં નહીં સલામત.
અને થાય : આમ તે આ માળો ક્યારે થશે !
ચકો-ચકી ક્યારે ઘરના ઘરમાં રહેવા જશે !
પ્રસવશે ક્યારે ઈંડાં સેવશે ક્યારે
ને બચ્ચાંકચ્ચાં થશે ક્યારે !
સર્જનના આ ઋતે, આ યજ્ઞે
શી રીતે મદદગાર થાવું મારે !
ચકચક - કચકચ વચ્ચે
કહેવા જાઉં : લો આ માથું ભરચક વાળે
કરો માળો મૂકો સેવો ઈંડાં બેફિકર, તમતમારે...
– અરે પણ
એય ક્યાં છે સ્થિર સલામત આ સંસારે ! –

□ સુરેશ દલાલ

આપણે જેને પૂર્ણપણે
એક વાર સ્વીકારીએ છીએ
એને જ્યારે છોડીએ છીએ
ત્યારે
આપણે જ આપણને તરછોડીએ છીએ.

ઇન્દ્રધનુ □ હસિત બૂચ

તમે એકલે શું, મોહનજી !
મોરપિચ્છને જાણ્યું ?
અમેય એનું રાત-દિવસ છે
કામણ માણ્યું-માણ્યું !

અમે કરી જે રીસ, કરી જે જિદ,
ત્યાંય બસ, ફાવ્યાં,
તમે કહી જે પ્રીત, ગણી જે જીત,
અમે ત્યાં મહાલ્યાં;
અમે તમારું, તમે અમારું,
હીર અજબ છે નાણ્યું !

તમે અહીં કે દૂર, તમારે પૂર,
અમે બસ, નહાયાં;
અમે ગોકુળે સૂર, ગૅબમાં નૂર,
અબુધ રૈ', વાવ્યાં;
ઘડીએકમાં અમે અમર, લ્યો,
ઇન્દ્રધનુ છે તાણ્યું !

તમે એકલે શું, મોહનજી !
મોરપિચ્છને જાણ્યું ?
અમેય એનું રાત-દિવસ છે
કામણ માણ્યું-માણ્યું !

□ જયા મહેતા

મારી આંખો સુક્કી થઈ ગઈ છે
આખી રાત મુશળધાર વરસવા છતાંયે
છત નીચે ફરસબંધી કોરીધાકોર
આખરે હવે જળ પાછાં વળી રહ્યાં છે
ને
મેં ભીતર જ ગોપવી દીધાં છે
મારાં અજાત સંતાનો.

□ **જયા મહેતા**

હું જીવું છું.
મારી સાથે આ ઊછળતો દરિયો જીવે છે,
પશુઓની ત્રાડ જીવે છે, પંખીઓનો કલરવ
જીવે છે, ફૂલોની સુગંધ જીવે છે, સર્પના દંશ
જીવે છે, ખળખળ ઝરણાં જીવે છે, હિમગિરિ
જીવે છે...

હું જીવું છું.
મારી સાથે આ ફરતી ધરા જીવે છે, વિસુવિઅસ
ને ફયુજિયામા જીવે છે, તાજમહાલ જીવે છે,
પિઝાનો મિનારો ને એફિલ ટાવર જીવે છે,
હિરોશીમા જીવે છે, ભોપાળ જીવે છે, નાયગરા,
જીવે છે, વાયરસ જીવે છે, ઍટમ બૉમ્બ
જીવે છે, કન્યાકુમારી જીવે છે, ઋતુઓ જીવે
છે, તહેવારો જીવે છે...

હું જીવું છું.
મારી સાથે મારા પૂર્વજો જીવે છે, મારા
વંશજો જીવે છે...

વરાળ □ **મનીષ પરમાર**

'તું નથી'ના ગામમાં પડતો દુકાળ,
રાહ જોતાં થૈ ગયો છું હું વરાળ.

એ પછી વરસાદ તો વરસ્યો નહીં,
ખોદી ખોદી કાળજે બાંધેલ પાળ.

ને નદી જેવું સૂકાતું પાંપણે,
આંખમાં સૂનો પડેલો હોય ઢાળ.

છાંયડો પડતો નથી તારો કશે,
કેમ આ દીવાલ થૈ જાતોય કાળ ?

ફૂલની વહેતી નદીમાં હું ગયો,
તું સુકા એકેક શ્વાસોને પલાળ.

## હવે □ અનિલ કડકિયા

હવે છેલ્લી સલામ ભાઈ, રામ રામ છે
હવે અહીંથી હું જાઉં, મારું કયું ગામ છે
મારું કયું નામ છે.
હવે તો છેલ્લી સલામ.......
આ હળ્યામળ્યાનો આનંદ હતો
અને થાક પણ હતો
હું તો બોલ્યો ઘણું અને ગાયું ઘણું
ને તોયે અવાક્ પણ હતો.

હું તો માયા સંકેલીને ચાલતો થયો
હવે હૈયું આરામનું શાંત ધામ છે
હવે છેલ્લી સલામ........

હવે માન અને અપમાનની વાતો નથી
હવે અંધારી અંધારી રાતો નથી
હવે હરણાની પ્યાસ લઈ દોડતો નથી
આંખોમાં અમૃતના જામ જામ છે.

હવે સંબંધ કે ઝાંઝવાના ભેદ પણ નથી
હવે મારા કિલ્લામાં હું કેદ પણ નથી
જ્યાં જ્યાં હું જાઉં અને જ્યાં જ્યાં હું જોઉં
ત્યાં પ્રેમનું આકાશ છે.
હવે પ્રાણ મારા, ધરતીને છેલ્લા પ્રણામ છે
હવે છેલ્લી સલામ ભાઈ, રામ રામ છે.

## જે. વી. કનિંગહામ □ જયા મહેતા

(અમેરિકન)

બધું યોગ્ય સમયે : ધિક્કારમાંથી પ્રેમ ઉદ્‌ભવશે
અને જુઠ્ઠાણાંમાંથી સત્યના બધા યોગ્ય તફાવતો
રાહ જોનારાઓ પાસે બધી જ જોઈતી વસ્તુઓ ન આવે તો
તેમને તેમની જરૂર નહીં પડે : યોગ્ય સમયે પ્રત્યેક મૃત્યુ પામે છે.

□ જ… મહેતા

એમ તો હું પણ જાગી હતી
સપનાંનો સથવારો લઈને
આંખમાં.
ટચલી આંગળીએ ગોવર્ધન તોળવા
હું ઘણું મથી,
પણ
મારે ભાગે તો હતો
ખરાબે ચડેલા વહાણનો ટકી રહેવાનો
તરફડાટ,
રણની તપતી રેતીના
ધખારા,
હલાહલને પોતાનામાં સમાવીને બેઠેલા
સાગરના તળિયાનો
અંધકાર
ભીતર બહાર બહાર ભીતર
લથડિયાં ખાતા
કેવળ શ્વાસ
અને...

લટકાવેલો માણસ □ એલ્ડર ઓલ્સન □ જયા મહેતા
(અમેરિકન)

નીરવના એ સૌથી નજાકતભર્યું સંગીત છે,
જોકે, સાંભળવું મુશ્કેલ છે;
લટકાવી દેવામાં આવેલો માણસ હવામાં નાચે
એટલી નજાકતથી કોઈ નૃત્ય કરતું નથી.

કૂદો અને નમો અને ઝૂલો, મારી રૂપાળી
વધુ સુંદર ક્યાંયે નથી.
લટકાવી દેવામાં આવેલો માણસ હવામાં નાચે
એટલી નજાકતથી કોઈ નૃત્ય કરતું નથી.

## નદીકિનારે □ ડી. જે. એનરાઈટ □ જયા મહેતા

(બ્રિટિશ)

તેમણે તેને નદીમાંથી બહાર ખેંચી કાઢી હતી. તે મરી ગઈ હતી,
કરોળિયાનાં જાળાંથી છવાયેલા
બારે માસ લીલાછમ રહેતા મહાકાય વૃક્ષની પાસે પડેલી
બુઠ્ઠી જેવી એક સ્ત્રી, ચીંથરેહાલ કપડામાં, ઊતરી ગયેલાં પગનાં મોજાં,
ધોવાઈ ગયેલો હતાશ ચહેરો. આ વૃદ્ધા આવું કેમ કરી શકી હશે ?

ચાળીસ વર્ષ વીતી ગયાં છે. હું ફરી યાદ કરું છું એ ગરીબડી
બાઈ પડેલી લીમ નદીને કિનારે, અને હું ફરી એક વાર જોઉં છું.

તેમણે તેને નદીમાંથી બહાર ખેંચી કાઢી છે. તે મરી ગઈ છે,
કરોળિયાનાં...
યુવાન જેવી એક સ્ત્રી, લથબથ કપડાંમાં, ઊતરી ગયેલાં પગનાં મોજાં,
ઉદાસ પ્રભાવશાળી ચહેરો. આ યુવતી આવું કેમ કરી શકી હશે ?

## ગઝલ □ હેમેન શાહ

એ અગોચર તત્ત્વ સાથે ક્યાં કશું સંધાય છે ?
એકવચન પહેલો પુરુષ ત્યાં વચ્ચે આવી જાય છે.

સર્જાય છે, ભૂંસાય છે, સર્જાય છે, ભૂંસાય છે.
આ સનાતન અર્થહીનતા તમને કંઈ સમજાય છે ?

બદસૂરત ચહેરાઓની મધ્યે હજુ જીવ્યા કરો,
જીવ લાંબા કૂદકાને મારતાં અચકાય છે.

રંકની ચાદર સમી જે ક્યારની ફાટી ગઈ,
એ કથાના ક્યાં હજી પણ તાંતણા રૂઝાય છે.

પાંખ સંકોરીને બેઠું રણ હથેળીની ઉપર,
આંગળીમાં કાફલાઓ ત્યારથી અટવાય છે.

## કૅબરે ▢ વિપિન પરીખ

બેઠો
આજુબાજુ ચારેબાજુ બરોબર જોઈ લીધું :
કોઈ ઓળખીતું તો નથી ને... ?
એમ નહીં કે એને નૃત્યનો ખાસ શોખ છે.
પાશ્ચાત્ય બૅલે-પાવલોવા કે ઈસાડોરા ડંકનના
નામ સાંભળ્યાં નથી.
ભારતનાટ્યમ કે કથ્થકના પ્રોગ્રામમાં જવું પડે તો
ખાસ્સી લાંબી ઊંઘ આવી જાય છે.
'બેલી ડાન્સ' 'બેલી ડાન્સ' બધા કહેતા હતા : જોવો જોઈએ
બાકી એને રસ હતો માત્ર ખુલ્લી 'બેલી'માં
આ તો બચપણની અતૃપ્ત રહેલી વાસના
રોજ રાતના ભડકે બળતી
નારીનો દેહ... નિર્વસ્ત્ર...
આમ તો ક્યાં નિરાંતે જોવા મળે ?
આ તો નજરની સામે
પેલી રાજીખુશીથી, હસતાં રમતાં
એક પછી એક પોતાનાં વસ્ત્રો ઉતારે
ગોરો માંસલ દેહ.... ટીકી ટીકીને.... !
દુર્યોધનની જેમ ભરસભામાં વસ્ત્રો ખેંચવાનાં નહીં
ને ઈતિહાસમાં હડધૂત થવાનું નહીં.
થોડાક જ પૈસા આપવાના...
એને સંતોષ થયો.
પણ થોડી થોડી વારે વળેલા ગભરાટનાં ટીપાં કપાળે,
એણે ગજવામાંથી રૂમાલ કાઢયો
ને કપાળ પર ફેરવ્યો.
પાછું વળી ખાતરી કરી લીધી -
કોઈ ઓળખીતું નથી.
ને કોઈ ન જુએ તેમ
ઉંદરની જેમ બહાર સરકી ગયો.

## એક લાંબું જીવેલા કવિની સ્વગતોક્તિ □ જયન્ત પાઠક

પ્રગટ થયેલા કાવ્યસંગ્રહનાં પાનાં
હવે પીળાંપચ
અડકીએ તો બરડબટ;
એક આશાસ્પદ કવિનું ઊઘડતું હૃદય
હવે બે પૂઠાં વચ્ચે બંધ; પડયું છે
કીટથી કકડે કકડે કપાતું કરડકટ !
એક વાર જે રમતું'તું
કોઈના ગુલાબી હોઠોની ગલીમાં
તે હવે લોથપોથ ઘરની ખાટલીમાં !
વધતાં વર્ષોની ધૂળની ડમરીમાં
ઢંકાયો છે, ખોવાયો છે કવિતાનો પંથ
ચરણને ટેકો દેનારો જાદુઈ દંડ -
લાગણી, ભાષા, છંદ, લયની લે'ર
હવે કોઈ આવતું નથી. દોડયું દોડયું આ મેર !
ઉડ્ડયનો બેફામ-રામ રામ, હવે બંધ
        કળે અંગ, ઠેરના ઠેર !
આપણી શોકસભા હવે આપણે જ ભરવાની
આપણે જ શ્રોતા, આપણે જ વકતા
આપણે જ પાળવાનું બે મિનિટનું મૌન !
યાદ છે તે દિવસે કોઈ બોલેલું 'ઘણું જીવો' એવું :
ત્યારે જ લાગેલું મને તો
કશુંક અપસુખન-અપશુકન જેવું !

## કવિતા □ બિલ નોટ □ ધનવિદ્યા મહેતા

(અમેરિકન)

આપણા હાથ એકલા હોય છે,
ત્યારે એ ઊઘડે છે, ચહેરાઓની જેમ,
તેમના ઉઘાડને
કોઈ કિનારો નથી.

□ મરીઝ

એ વાત હતી લાખની-તારે ન કશામાં !
સાકી તુંયે લાગે છે બીજા કોઈ નશામાં ! !

જોવાય જે જે સ્થાન લીલાશોથી ભરેલા
વાસ્તવમાં છે વેરાન કે એ છે નકશામાં

રંગત જેનાથી લીધી ઉન્નતિ માટે
સંગત તેનીયે ગઈ બૂરી દશામાં

મયખાનામાં બેસીને પરમ જ્ઞાન એ લાધ્યું
કુદરત છે એકાકાર આ અંધારી નિશામાં.

હળવો થવા ચાહું અને ભારેપણું લાવું
ઊતરે શીશો મારામાં કે હું ઊતરું શીશામાં ?

જે હોય છે કોઈની બંધ આંખમાં 'મરીઝ'
દેખાઈ તને કેમ શકે : પૂછે છે શામાં ?

* (મનીષ રાજગુરુના સૌજન્યથી)

... ગોઠવી દીધો મને □ અરવિંદ ભટ્ટ

તેં મને શોધી બધામાં ગોઠવી દીધો મને
લાભશુભ જેવી જગામાં ગોઠવી દીધો મને

બાગનો ખૂણો હતો હું ઝાડનો છાંયો હતો
ને હવે આ બાંકડામાં ગોઠવી દીધો મને

બર્ફના ગોળાની વચ્ચે ગોઠવી દીધી સળી
ચૂસવા સુધી મઝામાં ગોઠવી દીધો મને

જોઈ લો, ઊતર્યો હવાનો અર્ઘ હાડેહાડમાં
હાડકાના માળખામાં ગોઠવી દીધો મને

સાત ફેરા લગ હું મંગળદીવડા-શો ઝગમગ્યો
ને ઠર્યો તો માળિયામાં ગોઠવી દીધો મને...

## ગીત □ મેઘબિંદુ

જન્મોજનમની આપણી સગાઈ
હવે શોધે છે સમજણની કેડી
આપણા અબોલાથી ઝૂર્યા કરે છે
હવે આપણે સજાવેલી મેડી.

બોલાયેલ શબ્દોના સરવાળા બાદબાકી
કરતું રહ્યું છે આ મન
પ્રત્યેક વાતમાં સોગંદ લેવા પડે,
છે કેવું આ આપણું જીવન ?
મંઝિલ દેખાય ને હું ચાલવા લાગું ત્યાં
વિસ્તરતી જાય છે આ કેડી
આપણા અબોલાથી ઝૂર્યા કરે છે હવે
આપણે સજાવેલી મેડી.

રંગીન ફૂલોને મેં ગોઠવી દીધાં છે તેથી
તેથી ખીલેલો લાગે આ બાગ
ટહુકાને માંડ માંડ ગોઠવી શકયો પણ
ખરી પડયો એનોય રાગ
ઊડંતાં પતગિયાંઓ પૂછે છે ફૂલને
કે તારી સુગંધને કયાં વેરી.
જન્મોજનમની આપણી સગાઈ હવે
શોધે છે સમજણની કેડી.

## અસૂરી છે □ ભગવતીકુમાર શર્મા

(ગઝલ)

વારતા અધૂરી છે; આંખની અદાલતમાં
વાંચવી જરૂરી છે ? સ્વપ્ન નામે જ્યૂરી છે.

જિંદગીનું શું કહેવું ? આપની પ્રતિક્ષામાં
જીવવામાં શૂરી છે ! બારીઓય ઝૂરી છે.

હાથ જ્યાં અડે મારો સહેજં થોભજો શ્વાસો !
ત્યાં ક્ષિતિજ ભૂરી છે. વેળ આ અસૂરી છે.

□ સૈફ

એ ચીસ હતી કે સાદ કશું યાદ નથી
એના ગયાની બાદ કશું યાદ નથી

આપી ન કેમ દાદ કશું યાદ નથી
ફોગટ હશે ફરિયાદ કશું યાદ નથી

બસ એટલું કહું કે નિચોવાઈ ગયો'તો
હતું વહાલ કે વિષાદ કશું યાદ નથી.

કંઈ કેટલા ઉધામા કર્યા'તા મિલન કાજે
થઈ જોખમી ઝેહાદ કશું યાદ નથી.

તૃપ્તિની વાત બાજુએ, ઉબકા ને અજીરણ
હો વિષમય પ્રસાદ કશું યાદ નથી.

ચંદન બનો યા ઘોર અરણ્યો એ સ્વપ્નમાં
કિકિયારી કે કલનાદ કશું યાદ નથી.

લોકોએ દીવાના કહી કાને ન ધર્યા જે
સંવાદ કે 'બકવાદ' કશું યાદ નથી.

કંઈ યાદ છે એ 'સૈફ' સભા-એ અભિવાદન
કે સો નજરમાં એક નજર બાદ કશું યાદ નથી.

* (મનીષ રાજગુરુના સૌજન્યથી)

મૃત્યુ □ બિલ નોટ □ ધનવિદ્યા મહેતા

(અમેરિકન)
સૂતી વખતે, હું મારા હાથ મારી છાતી પર એક પર એક ક્રોસની જેમ
રાખું છું.
તેઓ મારા હાથ આમ મૂકશે.
એ એવું દેખાશે જાણે કે હું મારામાં ઊંડું છું.

## સારસ છે ☐ ભગવતીકુમાર શર્મા

(ગઝલ)

એક પોર્ટ્રેઈટ છે કે માણસ છે?
લોહીના રંગની નસેનસ છે.

ફ્લૅગસ્ટેશન સમાં મળી લઈએ;
બાકી સિગ્નલની ફરતે ધુમ્મસ છે.

મારી બારી નીચે જે ટહુકે છે -
તારા શેઢાનું એ જ સારસ છે.

પેન પર તો ખીલ્યાં છે સંબોધન,
પત્ર લખવાની કિંતુ આળસ છે.

સાવ નિર્જન સમયના તખ્તા પર
મારી એકાંત ક્ષણનું કોરસ છે.

## ☐ પન્નાલાલ પટેલ

દરિયાવ, દાબી દે અણિયાળી આંખો,
ઢાળી લે પોપચાંની પાંખો.
જીરવી નાં જાય -
ઝેરીલી જીરવી નાં જાય!

દરિયાવ, ઢાંકી લે છાતડિયે છેડો,
તાણી દે કાપડની કોહો,
ઝાલ્યો નાં જાય -
જીવડો ઝાલ્યો નાં જાય!

દરિયાવ, વે'તેરી નાં મેલ્ય વેણો,
આંટી દે અંબોડે ફેણો,
મનખો રોળાય -
મજનો મનખો રોળાય!

દરિયાવ, રે'વા દે લચકાતો લે'કો,
મેલી દે. મોરલાની ગે'કો,
કાળજડાં કોરાય -
કુમળાં કાળજડાં કોરાય!

## ગીત □ સુરેશ દલાલ

ભરવૈશાખે વરસી રે   જાય જેમ ચોમાસું
એમ અચાનક ગીતના જેવાં મારાં આંસુ !

દિવસ અષાઢી થાય
ને મારી ધરતી ટાઢી થાય,
લયભીનો આ મલય
ક્યાંકથી એવો તો લહેરાય
કે કમાડ મારાં જાય ખૂલી ને આવે છે અંતરાશું
સાવ અચાનક   ગીતના જેવાં   મારાં આંસુ.

બધું છોડીને શબ્દો જાણે
ફરવા નીકળ્યા
મીણની માફક પળપળમાં
પીગળવા નીકળ્યા
કૈંક મળ્યા છે શબ્દ : હવે તો મૌનને હું જ તલાશું
સાવ અચાનક   ગીતના જેવાં   મારાં આંસુ.

## □ અનિલ કડકિયા

કોઈ ગયું
ને હું રડયો

હું રડયો, ખૂબ રડયો
ને પછી થયું,
હું કેમ રડયો ?

પ્રેમ હતો માટે કે
સંબંધ હતો માટે

મોટો હતો માટે કે
મહાન હતો માટે

અચ્છો હતો માટે કે
સૌનો રસ્તો હતો માટે

માણસ હતો માટે કે
મારો હતો માટે

કે પછી
એ ગયો એની
અદેખાઈ છે માટે ?
હું રડયો.....

## નહીં કેવળ □ રતિલાલ છાયા

તું નહીં કેવળ ઊર્મિ હૃદયની, તું તો મત્ત તરંગ;
ભર ઉનાળે વારિધિ-કંઠે રચતી ફેનિલ ભંગ !

તું નહીં કેવળ કલિકા જૂઈની, તું તો પ્રીતિ અનંગ
કુસુમ દલોમાં છાઈ રહેતી પૂરી અભિનવ રંગ !

તું નહીં કેવળ નિર્ઝરી ગિરિની, તું તો જાહ્નવી સંગ,
મિલતી-ઝૂલતી શ્યામલ યમુના શુચિ ધરતી-ઉછરંગ !

તું નહીં કેવળ તારક-માધુરી, તું દિનકરને છંદ
સૂર્યમાળ વ્યોમે રૂમઝૂમતી. આદિ જ્યોતિને અંગ !

તું નહીં કેવળ ફોરતી અનિલે, પુષ્પ - પરિમલ મંદ,
વિષ્ણુ તણાં પદ-પંકજ રમતી તું, સુષમા નિર્ગંથ !

## વાવમાં જીવું □ ભગવતીકુમાર શર્મા

(ગઝલ)

કેવા ભરચક અભાવમાં જીવું !
ખૂબ પડઘાતી વાવમાં જીવું.

મારા જીવવાના ભાવમાં જીવું;
શ્વાસની આવજાવમાં જીવું.

બહાર ખેંચું છૂરી તો તુર્ત મરણ;
લોહી નીંગળતા ઘાવમાં જીવું.

તારો વિશ્વાસ શું કરું આકાશ ?
સૂર્યના ભેદભાવમાં જીવું.

મરવું તો છે વસંતતિલકામાં;
કાયમી હું કટાવમાં જીવું.

# મુક્તિ

આ અહીં આ રહી હું
એમ કે હવા.
યાદગાર આદિમ મુકામેટરમાં
ગૂંગળાઉં, અકળાઉં શું કામ?
ઓળખ ભૂલેલાં બારણાં પર
જાકારો નથી—
આવકાર પણ નહતો.
નાખી દીધેલી ઢીંગલીના પડછાયાથી
ઝુક ઝુક ચિત્રો ભૂસી નાખ્યાં.
હવે રાશ.
તકલાદપણું કર્યા પછીની મુક્તિ.
રાખ ઊડી ગયા પછી પણ
સમયના ટુકડા પર
શેવાળ વળતી નથી.
ઊપટી ગયેલી ઊંઘવાળા અંધારાના
ત્રાંસા ચીરામાંનાં કુંડાળાં પરથી
સ્વપ્નોની ઉંમર વર્તાય છે.
અસ્તિત્વ અદૃશ્ય હોય તેથી શું?
હું અવશ્ય જોઈ શકું છું—
ક્યાંક, ક્યારેક
એમ કે હવા.

—પ્રીતિ સેનગુપ્તા

## ? □ હસમુખ પટેલ □ જયા મહેતા

તેઓ તેને અનિદ્રાનો રોગ કહે છે
અને હું જાણું છું
એની પીડા...

હોય છે એવી રાતોની રાતો
જ્યારે અંધારાના જળમાં
સરકે છે પોતાને રસ્તે
નિદ્રાની માછલી
મને આપેલું વચન પાળવા માટે...

પણ હાય...

તે પ્રશ્નાર્થચિહ્ન - ગલમાં ભરાઈ ગઈ
કેવો આકર્ષક ગલ
કેમ ને ક્યારે
શા માટે ને ક્યાંથી
આવો ગલ ઘડાય છે...

નિદ્રાની રાંક માછલી
ભરાઈ ગઈ છે ગલમાં
આવા આકર્ષક પ્રશ્નાર્થચિહ્નમાં...

## □ જતીન્દ્ર આચાર્ય

મહાત્મા ગાંધી !
તમારા માર્ગ શહેરે શહેરે
પણ
પંથ ક્યાં ?

## આપલે □ હર્ષદ ચંદારાણા

ચોપડિયુંમાં મોટી - નાની મેં આપી છે તેં લીધી છે
ચિઠ્ઠી પુષ્કળ છાની - માની મેં આપી છે તેં લીધી છે

હાથ હતા હાથોમાં ને હસ્તરેખાના રસ્તા મળતા'તા
એમાં ઘટના અથડાવાની મેં આપી છે તેં લીધી છે.

વૃક્ષની માફક હાથ ફેલાવી આલિંગન તને મેં આપ્યું છે
ભેટ વેલની આ લજ્જાની મેં આપી છે તેં લીધી છે

આવડતું'તું તરતાં પણ હું જાણી જોઈને ડૂબી ગયો છું
આંખે છાલક દરિયાની મેં આપી છે તેં લીધી છે

થાળમાં રાખ્યાં મોતી જેવી, આભમાં ઊગ્યા સૂરજ જેવી
કપાળ પરની ગોળ નિશાની મેં આપી છે તેં લીધી છે

## નાળમાં □ ભગવતીકુમાર શર્મા

(ગઝલ)

આવા દુષ્કાળમાં
કલરવો પાળ મા !

જર્જરિત ચાળમાં
તું સુરા ગાળ મા !

સ્વર્ણપંખી પડ્યું
સૂર્યની જાળમાં.

વહેતું આવ્યું તમસ
જન્મની નાળમાં.

આખો વગડો ધ્રૂજે
કેસરી યાળમાં.

નખ વણાઈ ગયા
યંત્રની સાળમાં.

શૈલશિખરો ઢળ્યાં
લીલાછમ ઢાળમાં.

યે પરીચહેરા લોગ કૈસે હૈં ?

'ગાલિબ'નો શેર છે :

યે પરીચહેરા લોગ કૈસે હૈ ?
ગમ્ઝા-ઓ-ઈશવા-ઓ-અદા કયા હૈ ?

- તેના જવાબમાં અનૂદિત કાવ્યોનો આ ગુચ્છ....

## [૧] અબ્દુલ બિસ્મિલ્લાહ □ રમેશ પારેખ

રસ્તા પરથી કોઈ વરઘોડો નીકળે
કે તરત મારી અગાસીમાં
ટોળે વળે છે છોકરીઓ
ઘોડે ચડેલો કે મોટરમાં ઠૂંસાયેલો વરરાજો
જાણે મીઠાઈ હોય એમ

ફાટેલ ઓઢણીઓવાળી.
મેલી તંગડી ચોળીચણિયાઓવાળી
છોકરીઓ નીરખે છે વરઘોડો

એવા પુરુષને એ જુએ છે
જેને વરરાજો કહેવાય છે
એવા ટોળાંને તાકી રહે છે
જેને જાન કહેવાય છે

છોકરીઓ
પેલા ટોળામાં પોતાની જાનને નીરખે છે અને
પેલા પુરુષમાં પોતાનો વર

વરઘોડો પસાર થઈ ગયા પછી
છોકરીઓ
ખાલી રસ્તાને
પોતાના ફળિયાને જુએ છે
પોતાની ઓઢણીઓમાં
પાનેતર જુએ છે
પોતાની સસ્તી બંગડીઓ જુએ છે
પોતાનો બાપ જુએ છે
પોતાનો ભાઈ જુએ છે
પોતાની પેટી જુએ છે

પોતાનો અરીસો જુએ છે

છોકરીઓ
આ રીતે રોજ રોજ
પારકા વરઘોડામાં
પોતાની વય જુએ છે

[૨] ગગન ગિલ

છોકરીઓ હજુ ઉદાસ નથી
ઉદાસ થશે
ઘણા દિવસો પછી

હજુ એ નીરખી રહી છે
કાચને વળગેલું ઝાકળનું ટીપું

શ્વાસોમાં અટકી જતી હવા વિશે
એને કંઈ ખબર નથી
એ કશી ચીજથી ભયભીત નથી
ઉદાસ થવા જેવું કંઈ જ નથી

હજુ એને કશી ખબર નથી -
આંખમાં ખૂંચતી પથ્થરની અણી વિશે
નથી, કશી જ ખબર નથી
નાડીઓમાં ગંઠાઈ જતા લોહી વિશે

હજુ ચારે તરફ લીલુંચટ્ટાક છે

એની આંખોમાં
સ્વપ્નનું ટીપું પ્રસરતું જોઈને
સૌ વિસ્મિત છે
ફક્ત એ અજાણ છે સ્વપ્નની માયાથી
પેલા મૃત્યુથી પણ અજાણ છે
જે આ પછી પગ લંબાવશે....

છોકરી નિશ્ચિંત છે હજુ
સપનાની મંદ પડતી નાડીઓને
પોતાની આંગળીઓથી પકડતી છોકરી નિશ્ચિંત છે

શ્વાસોની ગરમી ખોતી

એ ખાલી ને ઠંડી થઈ રહી છે
એને આની કંઈ ખબર નથી
ખબર નથી
નસોમાં ફેલાતી આગ વિશે
શરીરની હરિયાળી બળવાની વાસ
એની નસો સુધી પહોંચી નથી
હજુ એ દૂર છે
ઘણાં ઘણાં અભિજ્ઞાનોથી દૂર
કે ઘર ક્યાંય નહોતું
કે નાડીમાંથી છટકીને સપનું મરી ગયું છે અકડાઈને
કે બહુ પહેલાં સમેટાઈ ગઈ'તી આંખ કપાયેલી નસોના જંગલોમાં

આ બધી ખબર પડશે એને
બહુ સમય પછી
ખોવાયેલા ઘરની ગંધ એને ઘેરશે

ખણણ દઈ તૂટેલા કવચમાંથી નીકળીને
એ પાછી વળવા ઇચ્છશે માના ખોળામાં
પિતાની છાતીમાં
અને ત્યારે પાછી વળી શકશે નહીં
લાવામાં ડૂબકાં ખાતું મસ્તક દેખાશે
અને ઉદાસ થશે
પરંતુ બહુ દિવસો પછી

[3] ગગન ગિલ

છોકરીઓની ચૂડીમાં એક ઇચ્છા
રણકતી હોય છે
ને તૂટે પહેલાં એની શય્યામાં
પછી તૂટે ઉંબર પર

ઉંબર પર કેમ ?
તો કે' છોકરીની અંદર એક શોકમયી સ્ત્રી છે
જે વિધવા છે.
છે નહીં, થશે.

એનો ભય છોકરીની ધમનીઓમાં કંપે

પહોંચે ચૂડીઓ સુધી
કંપે છોકરીની ઈચ્છા
કંપે છોકરીનો શોક

શોક ?

એ પુરુષ ક્યાં છે આ છોકરીનો ?
જે પુરુષનું માતમ છોકરીની ધમનીઓમાં છે
જે પુરુષની ઈચ્છા છોકરીની ચૂડીઓમાં છે

આ છોકરીનો પુરુષ
ફસાયો છે કોઈ બીજા દેહમાં
કોઈ બીજા સ્વપ્નમાં
કોઈ બીજા દુઃખમાં, બીજાં આંસુઓમાં
એનાં બધાં દુઃખ, સપનાં, આંસુ
છોકરીની માતમી પકડથી દૂર છે

તોય છોકરી
પોતાનામાં એ જ આદિમ ભોળપણ,
ગાંડપણ, મરતકપણું છે એની સજા
(કોઈ આગંતુક કાલે)
પેલા પુરુષને આપશે

[૪] ગગન ગિલ

એના હાથમાં ચૂડીઓ
અજબ જેવી લાગે છે, નહીં ?

હમણાં એને નવી ધૂન ચડી છે
નહાતી વખતે હાથ 'પ્યૂમિક સ્ટૉન'થી ઘસે
પ્રિન્ટેડ દુપટ્ટા સાથે ચૂડીઓનું મેચિંગ જુએ
ખૂબ વિચાર્યા પછી કપાળે બિંદી ચોડે

ત્વચાની સાદગી ઊતરડવાની
જિદ લઈ બેઠી છે.

એનામાં કંઈ છે
એક રતાશ, એક દેવાળિયાપણું
કોઈ અણકથ શૉકથી, ઉચ્છ્વાસ જેટલો મોક્ષ

એની ત્વચા વિસ્મિત છે
અને એના વિસ્મયથી અજાણ છે છોકરી

એટલે જ
કેશ ઓળતી છોકરી
પોતાની આંખો નીચે અણછતી કરચલીઓ નથી જોતી
ભ્રમરની વચ્ચે બિંદી સરખી કરતાં
એ કંઈક ઝાટકે છે

જે ઝાટકે છે એ શું છે ?
સપનું કે ઊંઘ કે તંદ્રા કે
હવે ધીમે ધીમે પ્રસરતું મોત ?

એ કયારેય
જોતી નથી અરીસાની સોંસરી
સીધી પોતાની આંખમાં
જે અણજાણ કંઈ એની કીકીઓમાં તરતું હતું
સરોવર જેવું સાફ, નિર્મળ
ત્યાં હવે ખાલીપો છે
કશુંક વહી ગયું, સુકાઈ ગયું.

એની નીંદરમાં ડૂબેલી આંગળીઓ
ચહેરા પર ફરે છે
નીંદરમાં જ એ સફેદ લટ દફનાવે છે
ત્યારે વિચારો સફેદ થઈ જાય છે
છતાં છોકરી નીંદરમાં જ હોય છે
આંગળીઓની નીંદરથી દેહની નીંદર સુધી

સફાળી તે પહેરે છે
આંખો પર ચશ્માં

કપાળની બિંદી અજબ લાગે છે
હાથની ચૂડીઓ ભુલભુલામણી જેવી
ચહેરા પર ચશ્માં હાસ્યાસ્પદ

પરંતુ હમણાં એ જિદે ચડી છે
પોતાના દેહની સાદાઈ ઊતરડી નાખવાની જિદે.

[૫] ગગન ગિલ

સારું થયું એને પુત્ર ન અવતર્યો
સારું થયું તેણે કોઈ કમજોર ક્ષણે
આ ઈચ્છાને ઊછરવા દીધી અને
કોઈ પુરુષને એની ખબર ન પડી.

સારું થયું કે એણે ઈચ્છ્યો હતો તે -
પુરુષની ટેલન્ટ અને ગુણોથી સભર
જેનું પ્રતિબિંબ ભરભર થયેલું ન હોય એવો પુત્ર
જીવતો જાગતો સ્વપ્નમાં આવ્યો
અને પાછો વળી ગયો

સારું થયું કે
એ પુત્રને ધારણ કરવા્ માટે
કોઈની શય્યા સુધી ન ગઈ
અને સાંજની આ અભિલાષા -
ખુરશીમાં બેઠાં બેઠાં જ સાંજમાં ઢળી ગઈ

હવે એ કમસેકમ
આ સાંજને ફરી મમળાવી તો શકશે
એના છાંયડે તંદ્રિત તો થઈ શકશે
ઑફિસેથી પાછા વળતી વેળાએ
બસોમાં ઉછાળા ખાવાની ક્ષમતા તો મેળવી શકશે
સૂતેલી આંખોમાં સપનું તો તરાવી શકશે

કયાંક સાચમાચ તે મા થઈ હોત
કયાંક સાચમાચ તેનું સંતાન
સપનામાંથી નીકળીને એની ચોવીસે કલાકની
આફત બની ગયું હોત તો ?
તો છોકરી કેટલી બિચારી હોત !

એકલી. ઉદાસ. હારેલી.

એની બધી થકાવટ, ઉદાસીઓ અને પરાજયો
આ થકાવટ, ઉદાસી અને પરાજયથી કેટલાં જુદાં હોત ?

[૬] ગગન ગિલ

છોકરી એક દિવસ આવશે
હથેળીમાં જીભ લઈને
ને એનો હાથ હશે લોહીથી લથબથ
મોંમાંથી નીતરેલું લોહી વસ્ત્રો પર સુકાયેલું...

પછી ધીમે ધીમે
એનું મોંઢું ટેવાઈ જશે
વસ્ત્રોના ખુશનુમા રંગો
એના ચહેરા પર ચડશે
ભૂલમાંય ને વિચારશે નહીં -
પોતાની હથેળી વિશે કે જીભ વિશે

છોકરી કશું નહીં વિચારીને
દહેશતથી દૂર રહેશે
અથવા દહેશતની વચ્ચેય
છોકરીમાં કશું નહીં કંપે
કશું નહીં -જેને ધડકતું કહી શકાય

ફક્ત અમુકતમુક દિવસે એમાં
એક સપનું ધબકશે
અથવા સપનામાં છોકરી

પેલા અમુકતમુક દિવસે છોકરી નીકળશે
સપનાની નાળથી છૂટો પડેલ ઓરવાળો દેહ લઈને
પેલા અમુકતમુક દિવસથી ઘણા દિવસો દૂર
હથેળી પર જીભ ખેંચી લાવે ,એ દિવસે
ઘણા દિવસથી દૂર
સપનાની પાળેથી છોકરી ડોકિયું કરશે
અંધ કૂવામાં
અંદર હશે બીજી એક અંધ છોકરી -
જેને જુએ તેને અંધ કરી નાખતી.

પછી છોકરી વિચારશે કે
જે હિસ્સો આંધળો થવાનો હતો એ થઈ ગયો
જે મૂંગો થવાનો હતો એ થઈ ગયો

જે લાચાર થવાનો હતો તે પણ થઈ ગયો
પછી હવે પોતે અંધ કૂવાની – પાળે બેસી શું કરે છે ?

એ આ બધું વિચારશે, ફક્ત સ્વપ્નમાં
બહાર તો ખુશમિજાજ દેખાશે
એનું મોં હશે જીભ વિના ટેવાયેલું
એની આંખો હશે દૃશ્યોથી દૂર
એના ચહેરા પર રંગો ગુથમગુથ્થા...

જીભ વિશે એ ક્યારેય નહીં વિચારે
ભૂલમાંય.
હથેળી વિશે પણ નહીં.
સપના વિશે પણ નહીં.

## [૭] સ્નેહમયી ચૌધરી

'પાણીનો પ્રવાહ, લહેરાતો પ્રવાહ
સૂકી ધરતીને ભીંજવતો, વહેતો ચાલ્યો ગયો
થોડી જ વારમાં, જ્યાં પાણી વહ્યું'તું
એ ધરતી સુકાઈ ગઈ
કેવળ નિશાન બન્યાં એ લકીરનાં
જેમાં થઈ પાણી વહ્યું હતું

કુલરમાં ભરેલું પાણી
ઠંડી હવા ફેંકી રહ્યું હતું.

જ્યાં ગતિ હતી ત્યાં સૂકું હતું
જ્યાં જડતા હતી ત્યાં, મશીન, ભીનું હતું -
એક દિશામાં ઠંડી હવા ફેંકતું

ખંડની બહાર તડકાની ચમક હતી
આંખોમાં ભોંકાતી
એ
બારી પાસે
એટલે પડી રહી કે
બારી આંખોને તડકાથી બચાવે છે
કુલર ગરમીથી બચાવે છે

પરદા અને કુલર વચ્ચે તે બેઠી છે
એ પુસ્તક વાંચતી
-જે હજુ લખાયું નથી
મનની અંદર અંદર તેમાં પાનાં ઉથલાવતી
એ નિતાંત એકલી બેઠી છે
અને
આવનારા ભવિષ્યથી આતંકિત, ત્રસ્ત
ભવિષ્યમાં ઊગે ફૂલ
કે શૂલ
એમ ફૂલ-શૂલનો પ્રાસ મેળવતી એ
કોણ જાણે કેટલા સમયથી કલમ ઘસડી રહી છે
ઘસડતી જ જાય છે કલમ

લખવાનું કામ છોડ કામિની, તું
બહાર નીકળીને
છત પર ફેલાયેલો ધગધગતો તડકો જો
એ જ ઉચિત છે.

## [૮] સ્નેહમયી ચૌધરી

એ ધીમે નીકળી ભંડકિયામાંથી
છોલાતી, છુપાતી, દૂઝતા ઝખમ સાથે
કેમકે બહાર વધુ પ્રાણવાયુ છે
વધુ વખત ભંડકિયામાં રહેવાથી
ફેફસાં પર બોજ પડે છે
અને શ્વાસ મૂંઝાય છે
કોઈ ભંડકિયાની અંદર લાંબો સમય
કેવી રીતે રહી શકે ?
જોકે ભંડકિયાના અંધકાર અને
બહારના ઉજાસ વચ્ચે ખાસ કંઈ ફરક નથી
બેઉનું અંતર તાગતી એ
ભંડકિયાનાં બારણાં પાસે જ બેસી રહે છે
જ્યારે કારમી ચોટ થાય ત્યારે અંદર ચાલી જાય
સ્થિતિ સહનીય હોય ત્યારે બહાર નીકળે

આવું ખતરનાક જીવન જીવતાં જીવતાં
જાતને લાંબો સમય જાળવવી એ સહેલું છે ?
બહાર આવવાથીયે
એટલી જ લોહીલુહાણ થાય છે
જેટલી અંદર રહેવાથી
બારણાં પાસે જે અત્યારે તો બેઠી છે
બેઉ બાજુ જોતી.

**मूढता □ हसमुख पटेल □ अनु. जशवंती दवे**

(गुजराती काव्यम्)

*मम इदं जीवनं*
*अनृतबाह्यनामप्रेषितं पत्रम् इव*
*लुप्तार्थपत्राणां कार्यस्थाने*
*स्थातुं निर्मितम् इव।*

*समयस्य सैकतवप्रः*
*शनैः शनैः अवतरति*
*जाने*
*जीवन् एव अहं निखातः अस्मि*
*स्यात् मे यदि अधिकारः*
*मृत्युसमयस्य निवेदनं कर्तुम्*
*अवदिष्यम् अहम्*

*न किमपि अर्थः कारणं वा*
*सर्वम् इदं मूढता, साऽपि खलु निर्लज्जा॥*

એમિલિ ડિકિન્સન □ ગુલાબદાસ બ્રોકર

કેટલાક કહે છે
કે શબ્દ,
ઉચ્ચારાય તે ક્ષણે જ
મરી જાય છે

હું કહું છું
એ દિવસે જ
એનું જીવન
શરૂ થાય છે.

## વર્તુળને પોતાનું સૌંદર્ય હોય છે ☐ સુરેશ દલાલ

અજાણ્યા પ્રદેશોમાં જવું
મને ગમે છે.
અજાણ્યા માણસોને
મળવું મને ગમે છે
ખૂબ જાણીતા માણસો
અજાણ્યા થઈ જાય તો કેવું સારું ?
- એવું પણ મને ઘણી વાર થયા કરે છે
ઘણી વાર એમ પણ થાય છે
કે હું પોતે મારાથી
અજાણ્યો થઈ જાઉં તો કેટલું સારું !
અપરિચય, પરિચય, અતિપરિચય
આ બધા પછી
અપરિચયની કુંવારી ભૂમિકાને
હું ઝંખું છું.
મને, કોણ જાણે કેમ
આવાં વર્તુળો ગમે છે.
વર્તુળને પોતાનું સૌંદર્ય હોય છે.
એના આદિ અને અંત કળી શકાતા નથી.
જે અકળ હોય છે એનો
કંટાળો નથી હોતો
જતી આવતી લિફ્ટમાં
યાંત્રિક એકસૂરીલાપણું હોય છે.
સંબંધ વર્તુળ જેવો હોય તો ગમે.

ભરદરિયે સ્થિર થયેલી નાવ
કે પર્વત પર પલાંઠી વાળીને બેઠેલો યોગી
કે વાહનોની આવ-જા વચ્ચે
જાણે કે એક પગે ઊભું હોય એવું વૃક્ષ
આ બધાં મને કોઈ દિવસ
એકલાં લાગ્યાં નથી.
માણસોને મળવું
એની સાથે હળવું ભળવું

પછી છૂટા પડવું
અને પછી
પોતાના એકાંતમાં જ રત રહેવું
સ્મૃતિમાં છાયાપડછાયાઓમાં આળોટવું નહીં
પણ જે ક્ષણ મળી એ ક્ષણને
પૂર્ણપણે જીવી જવી
જાણું છું કે એ મુશ્કેલ છે,
પણ એ મુશ્કેલ છે એટલા માટે જ
મને એનો મુકાબલો કરવો ગમે છે
આવો મુકાબલો કરતાં કરતાં
કોઈક એવું બિંદુ ઝંખું છું
જ્યારે એ સહજસાધ્ય બને
અને ત્યારે જ
પૂર્ણપણે જીવ્યાની પ્રતીતિ મળે.

ધરતીને માટે તો
બંને અનુભવો મહત્ત્વના છે
મુશળધાર વરસાદ
અને આકરો સૂર્ય
તાપ અને ટાઢકને
સંતાપ વિના જીરવી શકે છે,
એટલે તો એ ધરતી છે.
આકરો સૂરજ
એનામાં તિરાડ પાડે
ત્યારે એ ચીસાચીસ નથી કરતી
વરસાદ અને ઝંઝાવાત
ઊથલપાથલ કરી મૂકે
ત્યારે પણ
એ તો સ્વ-સ્થ જ રહે છે
સૂર્ય ઊગે કે આથમે
એને પ્રકાશ કે અંધકાર
કોઈ માટે પક્ષપાત નથી હોતો.
આકાશ પાસે તારા છે
તો એની પાસે ફૂલો છે;

પણ એમાં દેખાદેખી કે સ્પર્ધા નથી હોતી.
ધરતી તો બધાંને સાચવે છે
પંખી હોય કે ગરુડ
ગુલમહોર હોય કે બાવળ
કીડી હોય કે ઈયળ
કાગડો હોય કે કોયલ
જળ હોય કે સ્થળ
ઝાકળ હોય કે વાદળ
કાળ હોય કે પળ
સત હોય કે છળ
એ તો જાણે કે આ બધાંની વચ્ચે
એક વિરાટ કમળ.

## કળા-વિવેચક □ સુનીલ ગંગોપાધ્યાય □ નલિની માડગાંવકર

મારા બાજુના ફ્લૅટની બે વર્ષની બાળકી
હવાની લહેરની જેમ મને વારંવાર દેખાય છે.
એનાં પગલાંમાં હજીયે જણાય છે
ડગુમગુ લય
એની ભાષા હું પૂરેપૂરી સમજતો નથી
વિશ્વવ્યાપી દુર્બોધતાની ભીતરમાં રહેલી સરળતાને
તે ધીમે ધીમે ખુલ્લી કરી રહી છે.
એક એક વસ્તુને ઊંચકીને એને નિજી નામ આપે છે.
એને જે ગમતું નથી તેને વિના સંકોચે ફેંકી દે છે.
તે તડકાને કહે છે પંખી
અને અરીસાને કહે છે પાણી
પછી એક વખત અચાનક એ મા... મા... બોલી ઊઠી.
મેં મોઢું ફેરવીને પૂછ્યું, કયાં છે તારી મા ?
તેણે દીવાલ પરની મોનાલિસાની છબી તરફ
આંગળી ચીંધી
કહ્યું, આ રહી !

□ અક્ષય જૈન □ ગણપતલાલ ઝવેરી
(હિંદી)

પ્રેમ

મારા મનના ખૂણામાં
એક કાણું પડી ગયું છે
એને પૂરવા માટે
હું રણપ્રદેશની માટી ખોદી રહ્યો છું.

નિયતિ

મારા અંતરમાં એક નદી વહી રહી છે
એને તો તમે સાંભળી શકો છો
પરંતુ
મારી અંદર જે રણ ફેલાએલું છે
એમાં તો માત્ર મારે જ ભટકવાનું છે.

લડાઈ

જ્યારે દુશ્મનની ઓળખ મુશ્કેલ થઈ પડે
ત્યારે કેટલું સરળ થઈ જાય છે લડવાનું.

□ જતીન્દ્ર આચાર્ય

*ગાંધીનગર !*
*ગાં ધી ન...અગર ?*
*માર્ગ પહોળા શા અહીં :*
*વાહ ! વાહ !*
*બાપુ અર્થે એક પણ કેડી નહીં !*
*આહ !*
*ગાંધી વગર : ગાંધીનગર !*

આનંદ-ઉત્સવ

□ હરિવલ્લભ ભાયાણી
(સંસ્કૃત)

આ અરણ્યો છે,
 ઘરો ના.
આ સરિતાઓ,
 સ્રીઓ ના.
આ પશુપક્ષી,
 ન બાંધવ -
ચિત્તમાં આનંદના અવ ઉત્સવ.

## ગીત □ મહેશ યાજ્ઞિક

સખી એક તો ગામ અજાણ્યું સાવ પરિચય ઝાંખો,
તોય મળ્યા બે દીવા ઝલમલ પગને ફૂટી પાંખો !

વેરણછેરણ વાદળ ઓઢી
આંખ મારતી આંટા
નજરુંને ખાલીપો વાગે
અડવાણે પગ કાંટા

મન તો મનને કહે હળુકથી ચપટી જળને સાંખો,
સખી એક તો ગામ અજાણ્યું સાવ પરિચય ઝાંખો !

હોય ઊઘડતું આભ ગામનું :
શેરીમાં વરસાદ
સહેજ ઉદાસી ઓઢેલું ઘર
અમને પાડે સાદ

અધખુલ્લી બારીમાં અઢળક મોતી ઝરતી આંખો,
એમ મળ્યા બે દીવા ઝલમલ પગને ફૂટી પાંખો !

## શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાયને □ નલિન રાવળ

નિરભ્ર
વ્યોમે
ફોરી રહેલ
અદ્‌ભુત
પુષ્પ જેવો
વર્ષાવતો
ચંદ્ર
મૃદુ શ્વેત સૌરભ
મારા ઉરે
સૌરભ એમ તુંયે
વર્ષાવતો
શ્વેતમૃદુ શ્વેત સૌરભ

## સુહાસિની □ નલિન રાવળ

અનંત તારકાવલિ લચી પ્રગાઢ રાત્રિની
મહીં
સુરમ્ય આ નદી તટે
                    તને
                         પૂછું કહે
                          સુહાસિની મને
ખીલેલ મત્ત સૌરભે ભરેલ તારા ઉરે
તું ધારશે ? કહે.

સુહાસિની વિશાલ નેત્રથી હસી;
વહાલથી સુરાવલિ સમુ ઝૂકી;
સકંપ બાષ્પરુદ્ધ કંઠથી
કહે :
પ્રિયે !
અનંત તારકાવલિ લચી પ્રગાઢ રાત્રિની
મહીં સુરમ્ય આ નદી તટે
તમે
પ્રણયછબી હૃદયકથા તમારી
અન્ય કેટકેટલી
પ્રમત્ત પ્રેમિકાઓને કહી ફરી ફરી

ગુરુવાર, ૩૧-૧૦-૧૯૮૫ □ હસમુખ પટેલ □ જયા મહેતા

હજીયે હું સાંભળું છું,
ઊડી ગયેલા
દિવ્ય પંખીનું ગીત,
આપણા સૌના
આત્મા પર
એ પોતાનો પડછાયો
જખમની નિશાની જેમ
પાછળ મૂકતું ગયું છે.

પડછાયો પાછળ મૂકી જવાયો છે
જખમની નિશાની જેમ
બલિના
ચિહ્નની જેમ

ઘટનાઓના વહેણમાં
આ પ્રાચીન ધરતી પર
નામ પડઘાશે
વેદના આકારાશે.

અને આપણે ગતિ કરશું
સવારથી સવાર તરફ...

હંસ* □ નલિન રાવળ

આ
આભ પાર
સ્વર્ણિમ આભ પાર
અનંત લીલામય બ્રહ્મપદમે
ઊડયે જતો હંસ પ્રસારી પાંખ...
જોઈ રહું
જોઈ રહી...
હું
અંતરે
ધીરિ ધીરિ
ઓળખું
રમ્ય એનું
ઝળાંઝળાં શુભ્ર ધ્વનિરૂપ કેવું !

---

* સંગીતજ્ઞ સદ્દગત વિપિન (ચાચુ) ત્રિવેદીની સ્મૃતિમાં

પ્રિય સુરેશ,

તમારી સામે કોઈ ઝવેરી અનેક મૂલ્યવાન રત્નો પાથરીને કહે : "આમાંથી ઉત્તમ રત્ન શોધી કાઢ..." ત્યારે મૂંઝવણ તો થાય જ ને!

સમજ નથી પડતી કે સૌન્દર્યો વચ્ચે સ્પર્ધા યોજવાનું પાપકર્મ દરેક વખતે તમારે શા માટે કરવું પડે છે ? અને એમાં પાછા કોઈને ને કોઈને સહભાગી પણ બનાવો છો... ! આ વખતે હું ઝડપાઈ ગયો –. નિમિત્ત બન્યો.

આલ્પ્સ કે હિમાલય –
ડેન્યુબ કે ગંગા –
મુરવુડ્ઝ કે ચિતવન નેશનલ પાર્ક –
આમાં કયું વધારે સુંદર કે ઉત્તમ એ કેવી રીતે નક્કી થાય ?

'કવિતા'માં ઘણુંબધું ગમ્યું છે...

ઘટનાઓને યાદ કરીને કે કોઈને સાદ કરીને જીવવાનું બહાનું શોધતો 'માણસ' ગમ્યો છે (સોલિડ મહેતા). રાધાની ભગ્ન લાગણીઓ સાંધતી વાંસળીની કલ્પના-કમાલ ગમી છે (દિલીપ પરીખ). શિખર પર જવાનું હોવા છતાં ઢાળ મળતાં ઢળી જતાં ને મુકામ જાણવાની ખેવના રાખતા 'મોહન મઢીકર'ની વેદના પણ હૃદયસ્પર્શી છે, અને પુત્રી-વિદાયે આંસુના પૂરથી દૃષ્ટિની-વાટને છલકાવતું લગ્નનું અશ્રુકાવ્ય પણ ખૂબ જ મનોરમ્ય છે.

ઠરી ગયેલ લાગણીઓ જેવી સળગી ચૂકેલી દીવાસળીઓનાં બાકસ ભેગાં કર્યાં પછી પણ કયારેય પૂજા ન કરવાનો વલવલાટ (પન્ના નાયક)ને હરિના સુંદર મુખનાં દર્શન માટે તલસતા 'હરિવટો' ભોગવતા રમેશ પારેખના 'હરિપણાના હેવા' પણ ગમ્યાં છે...

પણ કોણ જાણે કેમ... 'મ્હોરાં ઉતારીને, વરસાદ પહેરીને, સૌરભ લપેટીને, આકાશ ઓઢીને, વસ્ત્રો ઉતારીને' ચાલવાનું કહેતા ચન્દ્રકાન્ત દત્તાણીનું કાવ્ય 'હવે' ખૂબ ખૂબ ગમ્યું છે...

કવિતાઓ વારંવાર વંચાવવા માટે આભાર...

મહેશ ભટ્ટ

ધન્ય ક્ષણ આ : ધન્ય અવસર !
સવારના સોનેરી ગાલીચે
તમે બિરાજ્યા હે પરમેશ્વર !

સૂર્ય ઝળકતો મુકુટમાં તવ
ચરણે ખરે છે તારા;
આવનજાવન કરે લોક
ને પૂજે ચરણ તમારા.
ચૂપચાપ બેઠો છે કવિજન
એક ખૂણે નિજ આસન ઉપર;
ધન્ય ક્ષણ આ : ધન્ય અવસર !

– રવીન્દ્રનાથ ટાગોર

ટાગોરનું આ એક નાનું અમથું કાવ્ય છે. ઈશ્વરની અપરંપાર લીલાને ટાગોરે અનેક રૂપે, અનેક અરૂપે, અનેક રીતે વિવિધ છંદોલયમાં અવતારી છે. ઈશ્વરનો સાક્ષાત્કાર એક ક્ષણ માટે થાય, તો પણ એ ક્ષણ પર જાણે કે શાશ્વતીની મુદ્રા અંકિત થાય. એ ક્ષણ અવસર થઈ જાય. એ ક્ષણનું વર્ણન ટાગોર જેવા શબ્દસ્વામી માટે પણ લગભગ અશક્ય હોય. એટલે જ એક ઉદ્ગાર સરી પડે : "ધન્ય ક્ષણ આ : ધન્ય અવસર !"

ટાગોરે ઈશ્વરના રૂપને પ્રકૃતિ અને મનુષ્યની પ્રકૃતિની બહાર નથી જોયું. સવારના પહોરમાં વાદળ સાથે જ્યારે તડકો પોતાની લીલા આદરે છે, ત્યારે નદીનદીની લહરલહરમાં કિરણકિરણની વેલ અંકાય છે. એને પણ શબ્દમાં જકડી છે. તો ફૂલફૂલમાં અંકાયેલા વનસ્મિતને કે પરિમલના સહવાસમાં પુલકિત થતા પવનને એમણે, જાણે કે વિભૂતિયોગને પોતાના શ્વાસેશ્વાસમાં લેતા હોય એ રીતે ભીનરથી માણ્યો છે.

આ નાનકડી કવિતામાં ઈશ્વરનાં દર્શનનો અવાક્ કરી મૂકે એવો અવર્ણનીય આનંદ નિરુપાયો છે. સાક્ષાત્કારની ક્ષણમાં પરમ્ આત્મા – પરમાત્મા આત્માને પોતાની દૃષ્ટિ પ્રમાણે દેખાય. ટાગોર અનેક અર્થમાં વૈભવી કવિ છે અથવા એમ કહું કે તેમની પાસે કવિતાનું ઐશ્વર્ય છે. કવિની આંખે પરમેશ્વરનું રૂપ કેવું છે : પરમેશ્વરે પોતાને બિરાજવા માટે કયું સ્થળ પસંદ કર્યું છે. ટાગોર એમને સવારના સોનેરી ગાલીચા પર જુએ છે. સોનેરી ગાલીચાની કલ્પના કાવ્યગર્ભ શ્રીમંતને જ આવી શકે. એમના મુગટમાં સૂર્ય ઝળકે છે. રાત વીતી ગઈ છે; ત્યારે તો સવારમાં સાક્ષાત્કાર થાય છે. પણ આ વીતેલી રાતને કવિ આ રીતે મૂકે છે. નખશિખ વર્ણન કરતા હોય એમ : મુગટમાં સૂર્ય અને ચરણમાં ખરતા તારા. દિવસ ઊગે એટલે પ્રવૃત્તિઓનો ક્રિયાકાંડ.

એમાંની એક પ્રવૃત્તિ તે ભગવાનની સેવા કરવાની. ભગવાનના બધા જ ભાવિક સ્વાભાવિક નથી હોતા. અખાએ કટાક્ષયુક્ત વાણીમાં 'પથ્થર એટલા પૂજે દેવ' કે 'તુલસી દેખીને તોડતા પાન' કે ટીલાંટપકાં કરનારા ભગતડાઓની છડેચોક બેફામ હાંસી ઊડાડી છે. ટાગોર અત્યંત હળવાશથી આ વાતને આવી રીતે મૂકે છે : લોકો તો આવજા કરે છે, અને તમારા ચરણ પૂજે છે. લોકોને ધરમને અને ભગવાનને નામે જેટલો મહાલવામાં રસ છે, એટલો એને ભીતરથી માણવામાં રસ નથી. લોકોને ભક્તિમાં નહીં, ભક્તિના ઘોંઘાટમાં રસ છે. આવા ઘોંઘાટની વચ્ચે, જે વાણીનો સ્વામી*કવિ* છે એ તો ચૂપચાપ એક ખૂણે પરંપરાના નહીં, પણ પોતાના આસન પર પલાંઠી વાળીને બેઠો છે, અને ઈશ્વર કવિના મૌન દ્વારા જ, થોડાક શબ્દોમાં, સાક્ષાત્કારની અલપઝલપ ક્ષણમાં વર્ણન અને સ્પંદનરૂપે અહીં કાવ્યમય રીતે ઝડપાયા છે.



## એક ગઝલ, રમેશ પારેખને નામ

□ હર્ષદ ચંદારાણા

*જ્યારે જ્યારે રમેશ ખૂલે છે*
*કૈંક દ્વારે પ્રવેશ ખૂલે છે*

*છે જુદી ગંધની રમેશાઈ*
*વાત-કુંવરીના કેશ ખૂલે છે*

*ઓરડાથી સીધો જ આકાશે*
*મૂકી દેતો રવેશ ખૂલે છે*

*કાવ્ય, જ્યોતિષ, શેર *, ઓસડિયાં*
*એમાં તો એ વિશેષ ખૂલે છે*

*શબ્દમાં સહજતાથી જાણે કે*
*વિષ્ણુ, બ્રહ્મા, મહેશ ખૂલે છે*

---

* શેર = શેર-બજારના શેર

# કવિતા

## દિવાળીઅંક

'કવિતા'નો દિવાળીઅંક સંકલનરૂપે પ્રગટ થશે, તેથી આ વખતના દિવાળી અંક માટે કાવ્યો ન મોકલવાની કવિમિત્રોને ખાસ વિનંતી. લગભગ ૧૫૦ પાનાંના આ અંકમાં નીચેના વિવિધ વિષયોનાં ગુજરાતી અને અન્ય ભાષામાંથી અનૂદિત કાવ્યો પ્રગટ થશે :

ભક્તિકાવ્ય (પ્રાર્થના, ઈશ્વરને સંબોધન) - ગુજરાતી અને અન્ય, પ્રણયકાવ્ય અને શૃંગારકાવ્ય, સામાજિક કાવ્યો (વાત્સલ્ય, દાંપત્ય, કુટુંબ, વૈયક્તિક, મૈત્રી કાવ્યો), પ્રકૃતિકાવ્યો (ઋતુ, દરિયો, નદી, ઝરણ, પર્વત), નગરકાવ્યો, તળપદાં કાવ્યો (ગ્રામજીવન), લોકગીત/લગ્નગીત, Spiritual Poetry, કટાક્ષકાવ્યો / હાસ્યજનક / પ્રતીકકાવ્યો, કાવ્યવિશેનાં કાવ્યો (સર્જનપ્રક્રિયા વિશેનાં કાવ્યો), મિથનાં કાવ્યો, કથાત્મક કાવ્યો, દલિત કાવ્યો, Science કાવ્યો, Sportsનાં કાવ્યો, સભારંજની કાવ્યો, રંગભૂમિનાં ગીતો, કવિતાની કક્ષાનાં ફિલ્મી ગીતો, હૉસ્પિટલ-મૃત્યુવિષયક કાવ્યો, દેશપ્રેમ-વતનપ્રેમનાં કાવ્યો, Humanity, animal Poems, શિશુકાવ્ય, દ્વિધાકાવ્યો, બાળકાવ્યો, Poems on music, Poems on dance, શૌર્યકાવ્યો, યંત્રયુગના Impactનાં કાવ્યો, બાળકોએ લખેલ કાવ્યો (૬થી ૧૪ વર્ષની વયનાં), દરબારી કાવ્યો, અંધ વિશેનાં કાવ્યો, વેશ્યા વિશેનાં કાવ્યો, Kitchen Poems, Introspectionનાં કાવ્યો, જ્યોતિષ વિશેનાં કાવ્યો, યુદ્ધકાવ્યો, પ્રાકૃતિક કોપનાં કાવ્યો, પ્રચારકાવ્યો, પરદેશના અનુભવનાં કાવ્યો, પાત્રપ્રધાન કાવ્યો, હોરર પોએમ્સ, તહેવારનાં કાવ્યો, મંત્રકવિતા, વૃદ્ધાવસ્થાનાં કાવ્યો, ચિંતનાત્મક કાવ્યો, Nonsense Poems..., પ્રકીર્ણ કાવ્યો.

લવાજમ ભરનારને વાર્ષિક લવાજમ પેટે જ દિવાળીઅંક મળશે. છૂટક નકલનું મૂલ્ય રૂા. ૨૦ રહેશે.

કવિતા – કાળનું શિલ્પ

તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૧૪
વર્ષ ૧૯; અંક ૬ : ઑગસ્ટ, ૧૯૮૬
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ

# કવિતા

(દ્વૈમાસિક)



**સૂચના:** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઇનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક-મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ વિભાગ સાથે કરવો.

**લવાજમ:** દેશમાં ૩૦ રૂપિયા, પરદેશમાં ૪૦ રૂપિયા. આ અંકના છૂટક ૫ રૂપિયા. બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઓર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી છે. પત્રવ્યવહારનું સરનામું: જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ ૬૨, મુંબઈ-૧. સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧.

KAVITA Regd. No. R. N. 16800/67





☐ નાથાલાલ જોશી

પ્રકાશની શતશત ધારા પાસે જ્યોતિ-સમુદ્રનો સંદેશ છે.
પક્ષીઓના કલરવ પાછળ અપ્રાકૃત ધ્વનિના સંકેતો છે.
પ્રભાતી તેમ જ સાંધ્ય આકાશમાં રેલાતા રંગો પરમ સૌંદર્યની લિપિ છે.
વ્યક્ત સૌંદર્ય અને ધ્વનિના તાદાત્મ્યમાં જ સંવાદ અને રહસ્યોનું ઉદ્દઘાટન શક્ય છે.

☐

હે ભુવનમોહન !

જીવનભર મારી હત્તંત્રી દ્વારા મંજુલ સ્વરો માટે અથાક પ્રયત્નો કર્યા, પરંતુ પૂર્ણ નિષ્ફળતા મળી. બેસૂરા અવાજો ઉત્પન્ન કરી આંતર અને બહિર્જગતને શોરથી ક્ષુબ્ધ કર્યું. હવે તો આ વાદ્યને તારા હાથમાં લઈને કૌશલયુક્ત મૃદુ સ્પર્શથી એના તારોને ઝંકૃત કર. આ સ્વરગુંજન સમસ્ત વાતાવરણને નિનાદિત કરશે. આ કલધ્વનિનો મુગ્ધભાવે આસ્વાદ લેવા મારી ચેતનાને આંશિક અલગતા આપજે !

